# દંપતિ જીવન રહસ્ય.

[ શાસ્ત્રીય અને વૈદકીય આવૃત્તિ. ]



પ્રકાશક :

પી. મણીલાલ કંપની.

૨૮, એપોલો સ્ટ્રીટ; કોટ; મુંબઇ.



કલકત્તાવાળા શેઠ નગીનદાસ એસ. પરીખ સાથેની
ખાસ ગોઠવણ મુજબ

કિંમત રૂપિઆ બે.

# પરતાવના.



દંપતિ જીવન એટલે રસભર્યું સુંદર અને મનોહર જીવન; ખરી રીતે એ જીવનના રસ અને પ્રભાવનું વર્ણન કોઇથી થયું નથી અને થઇ શકે તેમ પણ નથી. તે અકલ્પ્ય અને અકથ્ય જીવન છે એમ કહીએ તો બરાબર ગણાય. પણ એટલું તો ચોક્કસ છે કે, તે બહુજ કોમળ છે; દંપતિ જીવન એટલે સુતરના તાંતણે રચાયલું સામ્રાજ્ય કે મહાલય કહી શકાય. આધાર ભુત સુતરનો તાંતણો કોઇ કારણે, બેઉથી કે બેમાંથી એકની પણ કોઇ પ્રકારની ભુલચુકે તુટયો તો દંપતિ-જીવનનું સામ્રાજ્ય-મહાલય પણ તરત તુટી પડે છે. દંપતિ-જીવનને ટકાવનાર અને શોભાવનાર એ સુતરનો તાંતણો તે દંપતિનો એક બીજા માટેનો સંતોષ અને ચાહ છે.

દંપતિ પરસ્પર સંતોષની નજરે જોઇ શકે તેને માટે તેમનાં આરોગ્ય અને ચાલચલણ આધાર રૂપ છે. તે સબંધી આ પુસ્તકમાંથી અનેક સુચનાઓ અને જ્ઞાન મળી શકે, બલ્કે તે આધાર જોખમાંગો હોય ત્યારે પણ તેને પાછો સુસ્થીર બનાવી લેવાની કળા અને યુકિતનું જ્ઞાન વાંચકને આ પુસ્તકમાંથી મળી શકે તેમ છે. એમ જણાયાથી મેં આ પુસ્તક પ્રગટ કરવાનું સાહસ ખેડયું છે. પ્રભુ કૃપાથી વાંચકોને આ પુસ્તક એવો લાભ આપનારૂં થઇ પડે તો હું મારા આ સાહસનું સાર્થક થયું માનીશ.

પ્રકાશક.



# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

માત્ર પાંચ મહિનાના ટુંક વખતમાં આ પુસ્તકની ૧ લી આવૃત્તિની ૨૦૦૦) નકલો તદ્દન ખપી જવાથી આ બીજી આવૃત્તિ છપાવવી પડી છે.

અલબત્ત આ પુસ્તકની મુળ રાખેલી કિંમત રૂા. ૫) પાંચ અમોને પણ ઘણીજ વધારે લાગતી હતી. પણ તે બાબતમાં અમોને થએલા અસામાન્ય ખર્ચોથી તેમ કરવા ફરજ પડી હતી.

પણ પ્રભુની કૃપાથી કલકત્તાવાળા શેઠ નગીનદાસ એસ. પરીખનાં વાંચવામાં આ પુસ્તક આવતાં, તેમણે તેની ઓછી કિંમત રાખવા બાબતમાં અમારા સાથે પત્ર વહેવાર ચલાવ્યો. તેમજ રૂા. ૫) પાંચ જેટલી અતિ ભારે કિંમત રાખવાનાં કારણો પૂછાવ્યાં. અને જ્યારે તે બાબતમાં સઘળા વાઉચરો વિગેરે તેમનાં પર મોકલાવ્યા અને તે તેમણે તપાસ્યા ત્યારે તેમની સંપૂર્ણ ખાત્રી થઇ કે, રૂા. ૫) જેટલી કિંમત રાખવામાં અમો ગેરવ્યાજબી નહોતા.

પણ તેમનાં હ્રદયમાં તો આ પુસ્તક ઘેર ઘેર વંચાય અને દંપતિ જીવનનાં સુખદ લ્હાવાઓ ગુજરાતી પ્રજા મેળવે તે શુભ હેતુથી તેમણે અમારી સાથે આ પુસ્તક રૂા. ૨) માં (પોસ્ટેજ વધુથી) વેચાવા ગોઠવણ કરી. અને તે બાબતમાં તેમણે જોયેલા વાઉચરો વિગેરે પરથી અમારી વ્યાજબી માંગણી મુજબનો ચેક અમારા પર મોકલી આપ્યો.

આ રીતે શેઠ નગીનદાસ એસ. પરીખની ગુજરાતી જનતા પરની ઉપકારવૃત્તિ ખરેખર પ્રશંસનીય છે.

પરમાત્મા આવા સહૃદયી આત્માને સંપૂર્ણ ઉન્નતી બક્ષો. એજ અમારી પરમ કૃપાળુ પ્રત્યે પ્રાર્થના છે. અને તે પ્રાર્થનામાં અમારા સર્વ વાંચકોને સાથ પુરાવવા અમો વિનંતિ કરીએ છીએ.

તા. ૯-૧૨-૩૦. પ્રકાશક.

# અનુક્રમણિકા.

---

## પ્રકરણ ૧ લું.



## પ્રકરણ ૨ જું.

## પ્રકરણ ૩ જું.



## પ્રકરણ ૪ થું.

## પ્રકરણ ૫ મું.



## પ્રકરણ ૪ ઠું.

## પ્રકરણ ૭ મું.



## પ્રકરણ ૮ મું.

## પ્રકરણ ૯ મું.



## પ્રકરણ ૧૦ મું.

## પ્રકરણ ૧૧ મું.



## પ્રકરણ ૧૨ મું.

 



## પ્રકરણ ૧૩ મું.



## પ્રકરણ ૧૪ મું.

## પ્રકરણ ૧૫ મું.

## પ્રકરણ ૧૬ મું.



## પ્રકરણ ૧૭ મું.



## પ્રકરણ ૧૮ મું.

## પ્રકરણ ૧૯ મું.

## પ્રકરણ ૨૦ મું.

## પ્રકરણ ૨૩ મું.



## પ્રકરણ ૨૪ મું.

## પ્રકરણ ૨૫ મું.



## પ્રકરણ ૨૬ મું

## પ્રકરણ ૨૯ મું.

## પ્રકરણ ૩૦ મું.

## પ્રકરણ ૩૧ મું.

## પ્રકરણ ૩૨ મું.

## પ્રકરણ ૩૩ મું.



## પ્રકરણ ૩૪ મું.

# દંપતિ જીવન રહસ્ય.

## પ્રકરણ ૧ લું.



### બાળકો.

દરેક કોમની કીર્તિ અને ધર્મની ઉન્નતિ તથા દેશનો બચાવ, તે કોમના બાળકોને આધારે હોય છે. જે કોમના બાળ-પુરૂષ નબળા, દુબળા, અને દુરાચારી હોય, તે કોમનાં ખરેજ હિનભાગ્ય સમજવાં, કેમકે તેવાઓથી તેમજ તેવાઓની ઓલાદથી દેશને તેમજ કોમને કાંઇ પણ લાભ કે ફાયદો કરી શકતા નથી. તેથી ઉલટું જે દેશ કે કોમના બાળકો ભલા અને ઉમદા ખવાસના હોય તેવાઓની ઓલાદ ખરેખર ભાગ્યશાળી બને છે, કેમકે તેઓ દેશ, કોમ, અને ધર્મનું રક્ષણ કરનારા નિવડે છે.

### નરના નામને જેબ દેનાર 'બાળ-પુરૂષ.'

ઓ જબરી જાતીના જોરાવર નર! યાદ રાખ કે તું એક વખત 'બાળ-પુરૂષ' હતો. તારાં સદગુણી મા-બાપની દેખરેખ હેઠળ જો તું ઉછરીને મોટો થયો નહિ હોત, જો તેઓએ તારા ભવિષ્યનો વિચાર પોતાને હૈયે ધર્યો નહિ હોત, અને તને તારા ફાંટા પ્રમાણે ફરતો મેલ્યો હોત, અને જો તારી બાલ્યાવસ્થામાં અંકુશ વિનાના એક "સાંઢ"

માફક તારી મરજી પ્રમાણે તને વર્તવા દીધો હોત, તો બેશક તારી કોમને અને તારા દેશને તું કેવો અને કેટલો ઉપયોગી થઇ પડયો હોત, તેનો તને કંઇ ખ્યાલ આવે છે?

હે બાળ-પુરૂષ! તારૂં બળ જગતમાં પ્રબળ થાવ! નરના નામને જેબ દેનાર, નરના નામની કીર્તિની કલગીને શણગારનાર દેશ અને કોમને ઉગારનાર, તારા સિવાય નારીને તારનાર બીજો કોણ છે? સંસારને સ્વર્ગમાં ફેરવી નાખનાર તો સદગુણી નારી કહેવાય છે, પરંતુ તેવી નારીઓના શીરછત્ર થવાનું માન, ઓ નર, દુનિયામાં તું એકલે હાથે જીતી જાય છે. જગતમાં તારો જય થાવ. પણ દુનિયામાં તારો ફત્તેહનો રસ્તો કાંઇ સિધો અને સરળ નથી. તારો કીર્તિ માર્ગ કંઇ ગુલાબના સુગંધી ફુલોથી ભરેલો નથી, પણ ખાડા ખાબોચીઆં અને, ઉંડી ખાઇવાળો છે. દુનિયામાં જો તારે જશ મેળવવો હોય, અને તારા નામને જો કીર્તિથી ચળકાવવું હોય, તો સિધો માર્ગ અખત્યાર કરજે. જો તું બેદરકારીથી ચાલશે, તો એકજ ઠોકર લાગતાં, નાશની ઉંડી ખાઇમાં તું ગબડી પડશે, કે જેમાંથી તારો છુટકો મોત અને નામોશીથીજ થશે.

## એક હુન્નરમંદ ઇટાલીયન લુંટારાની કહાણી.

જેમ એક મોટી ઇમારત બાંધવા પહેલા સારા પાયાની જરૂર છે છે, તેમ આપણા 'બાળ-પુરૂષ'નું ભવિષ્ય ફત્તેહમંદ બને એવું બનાવવા માટે, મા-બાપોએ શું શું કરવું જોઇએ, તે તેઓએ જાણવું જરૂરનું છે. ઘણાક મા-બાપો તે જાણવાનું ગુમાન રાખતા

હશે, પણ ઘણાજ થોડા મા-બાપો તે પ્રમાણે અમલ કરતા હશે. એકજ દાખલો આ પ્રસંગે બસ થશે.

એક બાહોશ પઇટાલીયન લુટારો ઘર ફાડવાના હુન્નર માટે યુરોપની તવારીખમાં પોતાનું નામ અમર કરી ગયો છે. તે એક આબરૂદાર ખાનદાનનો નબીરો હતો, તેનો બાપ એક બાહોશ બારીસ્ટર હતો, અને તેની મા એક મશહુર ગાનારી હતી. તેમનો આ નામીચો દીકરો, જો કે મોટી દોલતનો વારસ થનાર હતો, પણ તેના મા-બાપની બેપરવાઇ અને બેદરકારીને લીધે, તેઓ પોતાના આ એક પુરા ફરજન્દને ઉછેરવા, અને તેના ભવિષ્યને જોઇએ તેવી રીતે ખિલવવા નિષ્ફળ નિવડયાં, અને પરીણામમાં તે બાળક બુરી સંગતમાં પડવાથી, તેનું બુદ્ધિબળ જુદેજ માર્ગે વળ્યું. તેને મોતની સજા કરતાં વડા ન્યાયાધીશે કહ્યું કેઃ-"તારા બુદ્ધિબળનો તેં ઘણો ખરાબ ઉપયોગ કીધો છે. જો તારા બુદ્ધિબળને બચપણથી તારા મા-બાપે સારી તાલીમ આપી હોત, તો આજે તું તારા દેશને મોટો ઉપયોગી થઇ પડત, અને તારા મા-બાપની કીર્તિમાં તું મોટો ઉમેરો કરત. પણ તારા મા-બાપની બેદરકારીથી આજે તને ફાંસીની સજા ભોગવવી પડે છે."

આવા સેંકડો દાખલાઓ આપણી નજર સામે બનતા આપણે દુનિયામાં જોઇએ છે અને ડાહ્યા માણસોએ તેમાંથી ધડો લેવો ઘટે છે.



# પ્રકરણ બીજું.

## બાળકને ચુંબન.

માતાઓ તેમજ પિતાઓએ બાળકની બાબતમાં એક વાત ખાસ ધ્યાનમાં રાખવી જરૂરની છે. બચ્ચાં ઉપર વહાલ કરવા કોઇ પણ સ્ત્રી યા પુરૂષ બચ્ચાને ચુંબન કરે. તો તેમ કરતાં તમે તેમને તરતજ અટકાવજો, કેમકે બચ્ચાને ચુમી કરવા દેવામાં મોટું જોખમ સમાયલું છે, એ વાત મા-બાપે કદિ ભુલી જવી નહીં જોઇએ પહેલાં તો કોઇ પણ માણસ બચ્ચાંને ચુંમી કરે, તે બચ્ચાંને પોતાને ગમતું નથી. અને બીજુ ચુમીથી બચ્ચાંની તંદુરસ્તીને મોટું નુકસાન થવાનો સંભવ રહે છે. બચ્ચાને ચુંમી લેનાર, જો ગુપ્ત ખહીના રોગથી, યા ખાંસીના દરદથી કે મોઢાનાં કાંઇક દરદથી, યા તેવાજ કોઇ ઉડતા પ્રકારની બિમારીથી હેરાન થતું હોય, તો તેવી બિમારી બચ્ચાને લાગુ પડવાનો દરેક સંભવ રહે છે. એવા બનાવ ઘણુાજ સાધારણ છે.

## આયા-દાયાવાલી માતાઓ.

માતાઓએ પોતાના બચ્ચાને પોતાની જાતી દેખરેખ હેઠળ હંમેશા રાખવું, અને બનતાં સુધી ભાડાની આયા-દાયાઓને સ્વાધીન કરવું નહીં. ઘણીક માતાઓ એવી તો આળસુ હોય છે કે પોતાના બચ્ચાંને પાળવા, અને ઉછેરવામાં તેઓ એક જાતની જંજાળ આફ્ત સમજે છે. બાળકને આયા-દાયાઓનો સ્વાધીન કરી દેવાની કે ટેવ ધિક્કારવા લાયક છે. ખરૂં જોતાં તો માતાઓએ પોતે પોતાના બાળકોને રમત ગમત આપી રાજી રાખવા ઘટે છે.

## પરદેશની બદી.

માતાઓએ જાણવું જોઇએ કે બાળકોને આયા—દાયાઓને સ્વાધીન કરવામાં મોટા જોખમે સમાયેલા છે. કેટલીક દાયા—આયાઓ, પોતાને સ્વાધીન કરેલાં બાળકો જયારે ઘણાં રડે છે, ત્યારે તેમને મુંગા રાખવા માટે ઘણુંજ "ઘાતકી કર્મ" બાળકો ઉપર ગુજારે છે તે એ કે, નિર્દોશ બાળક ઉપર તેઓ 'દસ્તદરાજી' (ગુહ્ય ભાગ ખજવાળવાની ક્રિયા) કરે છે, જેથી તેઓ રડતાં બંધ થાય છે. આવાં અનિતિ ભરેલાં કર્મથી, બચ્ચાંની 'નર્વસ સિસ્ટમ' (સ્નાયુ બંધારણ.) ઉપર ઘણીજ નાશકારક અસર બાળપણથીજ થવા માંડે છે. એના પરિણામે મોટપણમાં થતી અસરનો ઇલાજ કરવો મુશ્કેલ થઇ પડે છે, કેમકે દુઃખનું ખરૂં કારણ ભેદના પડદામાં વિંટાયેલું હોય છે અને ખુદ મા—બાપો પણ તેથી બેખબર હોય છે,

### ખુલ્લી હવાને બદલે મલિન વાતાવરણ.

એથી ત્રણ વરષની ઉમ્મરના બચ્ચાઓને આયા દાયાઓની સાથે સાંજે ખુલ્લી હવામાં મોકલવાનો રિવાજ આપણાં લોકોમાં ઘણી વધી ગયો છે. મા—બાપો એવું સમજે છે કે બાળકો ખુલ્લી હવામાં ફરી આવે છે પણ આયા—દાયાઓ બાળકોને લઇ અમુક જગ્યાએ પોતાના નાત જાતવાળાઓ તેમજ હલકી પંકતીના લોકો સાથે મેલી ભાંડ ભાષામાં વાતચિત ચલાવે છે, તેમજ નીતિભ્રષ્ટ ચેનચાળા કરે છે. એવી આયાઓની સંભાળમાં આવેલાં બે ત્રણ વરષની ઉમ્મરના ચંચળ બાળકોના મન ઉપર જે છાપ પડે છે, તે પાછળથી કદી ભુંસાઇ શકતી નથી, એ મા—બાપોએ ખાસ ધ્યાનમાં રાખવું ઘટે છે.

## ખોટું અભિમાન.

એક ખાસ ફરજ મા-બાપોએ પોતાના દીકરાઓની તરફ તેમના બચપણ દરમ્યાન બજાવવાની છે, તે એ કે પેલી 'ગુપ્ત બદી'ને નામે જણાયલી ખોટા અભિમાનની ટેવ સામે તેમનું રક્ષણ કરવું. આ બાબતે સુધરેલી દુનિયાનું ખાસ ધ્યાન ખેંચેલું છે. વૈદકશાસ્ત્રીઓએ એ વિષે પુસ્તકો લખેલાં છે કેમકે સ્ત્રી તેમજ પુરૂષની ભવિષ્યની જીંદગીના જીવનની સલામતી એ સવાલને આધારે લટકેલી છે. કમનશીબે મા-બાપોને પોતાના દીકરાઓના નિર્દોષપણા માટે અસાધારણ મોટું માન હોય છે. બીજાઓના '**પોરીયા**' ગમે તેવા હોય, પણ પોતાના '**દીકરાઓ**' એવી કસુર કદી કરેજ નહીં, એવું માની બેઠેલાં હોય છે. બારીક તપાસ કરતાં એવું માલુમ પડયું છે કે એ 'કુટેવે' જવાન બચ્ચાંઓ પોતાથી સહેજ મોટી ઉમ્મરના બગડી ગયલા મિત્રોની સંગમાં રહ્યાથી શિખ્યા હતા.

આ બાબત જેટલી નાજુક છે તેટલીજ અગત્યની છે. બચ્ચાને એકવાર એ કુટેવ લાગુ પડયા પછી, તે કેમે કરી છોડી શકાતી નથી માટેજ મા-બાપોએ પોતાના બાળકો કાની સંગતમાં ફરે છે તે ઉપર બારીક ધ્યાન આપવું ઘટે છે.

## બચ્ચાંઓના ગુપ્ત ભાગો.

બચ્ચાંઓ બચપણમાં પોતાના શરીરના 'ગુપ્ત' ભાગોને સ્પર્ષ કરવાની ઇચ્છા કે વળણ દેખાડે, ત્યારે મા-બાપે તેમના તે ભાગોને સાફ અને સફાઇદાર રાખવાની ખાસ સાવચેતી રાખવી ઘટે છે. એટલું છતાં પણ જો બચ્ચું પોતાની તેવી ઇચ્છા ચાલુ રાખે, તો તુરતજ કોઇ કાબેલ તબિબની સલાહ લેવી, જેથી તે બાળકને સુન્નત કરવાની જરૂર છે કે નહીં, તે વિષે મત આપી શકે.

"એટલું ધ્યાનમાં રાખવું ઘટે છે કે બચપણમાં મળેલા સંસ્કારો મનુષ્યની ભવિષ્યની આખી જીંદગી ઉપર સારી કે નરસી દિશામાં ભારે અસર પાડે છે, તેથીજ બાળકોના આસપાસના વાતાવરણનો ખ્યાલ રાખવો જોઇએ અને ખરાબ સોબતથી તેમજ જનનેંદ્રિયના વિભાગમાં થતી ખરજ વિગેરે ઉપર દેખરેખ રાખી તે બધાં સામે બાળકોનું રક્ષણ કરવું જોઇએ."

## મા-બાપો બચ્ચાંનું મન કેમ બગાડે છે?

જ્યારે બચ્ચું મા-બાપ સાથે વાતચિત કરે એટલું મોટું થાય, યાને સુમારે સાત વરષનું બને, ત્યારે પોતાના નિર્દોષપણમાં તે મા-બાપોને કાંઇ પણ પુછે, તેનો જવાબ તેવીજ રીતે ખુલ્લા દીલથી મા-બાપોએ આપતાં જરા પણ આનાકાની કરવી નહીં. અમુક સવાલના જવાબથી બચ્ચાંને સંતોષ થતો નથી. અને જો તે બાળકોનો ખવાસ ચટપટીઓ હોય છે, તો તે બીજાઓ પાસેથી તેનો જવાબ જાણવાની તજવીજ કરે છે. જો બચ્ચાંને તમે કાંઇક ઉડાવનારો જવાબ આપશો. તો ચંચળ બુદ્ધિવાળું બાળક તેજ સવાલ કોઇ બીજાને પુછશે, અને એકજ સવાલના બે જવાબ મળવાથી બાળક તમારી તરફ શકની નજરથી જોશે અને આડકતરી રીતે તે જુઠું બોલતાં શિખશે. બચ્ચાનું મગજ અને મન જેમ બને તેમ મા-બાપે ચોખ્ખું રાખવુ ઘટે.

## બચ્ચાનું બીછાનું.

કદીપણ તમારા બચ્ચાંને એકજ બીછાના ઉપર તમારી સાથે કે બીજા કોઇની સાથે, યા કોઇ બીજા છોકરા સાથે સુવાડતા નહિં.

# પ્રકરણ ૩ જું.



## બાળ-સ્ત્રી અને બાળ-પુરૂષ.

ભવિષ્યનો જવાન મર્દ, જ્યારે બાલ્યાવસ્થામાં હોય છે, ત્યારે એક બાળ-સ્ત્રીથી તે કોઇપણ રીતે જુદો પડતો નથી. બંને સાથે ખેલે છે, બંને સાથે મળે છે અને બંને સાથેજ ગેલ કરે છે. દેખાવમાં અને કદમાં શરૂઆતમાં તેઓ વચ્ચે કાંઇ પણ જાણવાજોગ ફેરફાર જણાતો નથી.

## પ્રાથમિક શારિરીક ફેરફારો.

પણ જેમ જેમ વખત આગળ વધતો જાય છે, તેમ તેમ બંનેના શરીરનો બાંધો ખીલીને વધતો તેમજ મોટો થતો જાય છે. છોકરાનો અવાજ ઘાડો, મજબુત, અને જોરદાર થતો જાય છે; તેના શરીરના હાડકાં ઝડપથી ખીલતાં જાય છે, તેના ખભાં વધારે અને વધારે પોહોળાઇમાં વધતાં જાય છે, અને તેના નાજુક ચહેરાની સુંવાળી ચામડી ઉપર ધીમે ધીમે બાલ આવવા માંડે છે.

## કમ્મર અને છાતીમાં થતા ફેરફારો.

મરદની કમ્મર સ્ત્રીના કરતાં વધારે સાંકડી હોય છે, પણ સ્ત્રીના ખભાની રચના કુદરતે એવી કરેલી છે કે જેથી તેની છાતીનું પહોળાણુ મરદ કરતાં વધારે મોટું હોય છે. મરદના શરીર ઉપર માંસના લોચા—સ્નાયુઓ—સારી રીતે ગંઠાયલા અને ખીલેલા હોય છે, જ્યારે

સ્ત્રીમાં તેમ હોતું નથી. મરદમાં બળ અને શક્તિ સ્ત્રી કરતાં વિશેષ હોય છે જ્યારે સ્ત્રીમાં બળ અને જોર કરતાં સહનશકિત વધારે હોય છે.

## છોકરા અને છોકરીઓની જનન શકિત.

છોકરીઓ વીસ વર્ષની ઉમરે સ્ત્રીત્વમાં આવેલી કહેવાય છે. પણ ગરમ દેશોમાં, એટલે હિન્દુસ્થાનની આબો હવાને લીધે, સ્ત્રીઓ વીસ વરસની ઉમરે પહોંચે તે પહેલાંજ તેઓ સ્ત્રીત્વમાં આવી જાય છે, અને કેટલીકવાર તો વીશ વર્ષે એકાદ બે બચ્ચાંની માતા પણ થઇ ગયેલી જણાય.

છોકરાઓની બાબતમાં એથી જુદોજ મામલો બનવા પામે છે. છોકરાઓ જો કે વીસ વરસ પહેલાંજ પુરૂષત્વમાં આવે છે. પણ વીશ વરસ પુરાં કીધાં પછી તેઓના શારિરીક બાંધામાં તેમજ બીજી શક્તિઓમાં અને ખાસ કરીને જનનશક્તિઓના બાબતમાં સુધારો તેમજ વધારો થતો ચાલુ રહે છે.

## છોકરા અને છોકરીઓના પેડુના બાંધા.

પુરૂષ અને સ્ત્રીના પેડુનો દેખાવ સાધારણ નજરે એક સરખો લાગે છે. સ્ત્રી ગમે એવી પાતલી કે ઠીંગણી હશે, અને પુરૂષ ગમે એવો જાડો કે ઉંચો હશે, તેથી કાંઇ એવું નક્કી નથી કે તેઓના પેટ અને પેડુ નાના અને મોટાં હોવાજ જોઇએ.

મરદનું પેડું સ્ત્રી કરતાં વધારે મજબુત હોય છે, અને તેથીજ તેના પેડુના હાડકાં સંગીન અને જડ હોય છે. સ્ત્રીનું પેડુ મરદના પેડુ જેટલું મજબુત અને સંગીન હોતું નથી. પ્રજા ઉત્પન્ન કરવાની

જે ફરજ સ્ત્રીને કુદરતે અર્પણ કરી છે, તે જોતાં સ્ત્રીના પેડુનો ગાળો જો કે મરદના પેડુના ગાળા કરતાં વધારે મોટો હોય છે, પણ મજબુતાઇ અને સંગીનતા મરદના પેડુના હાડકામાં જેટલી હોય છે, તેટલી સ્ત્રીના પેડુના હાડકાઓમાં હોતી નથી. સામે આપેલું ચિત્ર, એ વિષે સંપૂર્ણ ખુલાસો કરે છે.

## સ્ત્રીના ચાર જાતના સ્તન.

એક બીજો જાણવા જેવો તફાવત મરદ અને સ્ત્રીની છાતીના બાંધા અને બંધારણમાં સમાયેલો તબિબો જણાવે છે. મરદ અને સ્ત્રીની છાતી વચ્ચે જે પહેલો તફાવત નજરે પડે છે, તે એ છે કે, બંનેની છાતી ઉપર આવેલા સ્તની વચ્ચેના ગાળામાં સમાયલો છે. બંનેનાં સ્તનના મુખ-ટોટી-વચ્ચે જેટલું અંતર સ્ત્રીમાં હોય છે, તેના કરતાં પુરૂષમાં વધારે અંતર માલમ પડશે.

સ્ત્રીના સ્તન અને તેની રચના, તેમજ એ અવયવમાં સમાવેલી શક્તિઓ અને તેને લાગુ પડતાં દુઃખ દરદોનો અભ્યાસ કરનારા ખાસ તબિબો પોતાના અભ્યાસ અને અવલોકનને આધારે જણાવે છે કે સ્ત્રીના સ્તન ચાર જુદા જુદા ઘાટના હોય છે.

ડોકટર પ્લોસ અને મેક્ષ બાર્ટલ્સ લખે છે કેઃ-સ્ત્રીઓના સ્તનની ચાર પ્રકારની આકૃતિઓ હોય છે. એક વાટકા ઘાટના (વાટકો ઉંધો મુકતાં જેવો ઘાટ દેખાય તેવા) અર્ધ ગોળાકાર, બંબગોળાકાર અને બકરીના આંચળના ઘાટના.

# સ્ત્રીની ત્રણ જાતની છાતી.

પુરૂષની છાતીને માટે પણ એવોજ અનુભવ વિદ્વાનોએ જાહેર કીધો છે કે પુરૂષની દમ લેવાની શક્તિ સ્ત્રીના કરતાં વધારે સારી હોય છે. તેથીજ સ્ત્રીઓ જલદી હાંફી જાય છે. તેજ રીતે પુરૂષોની સાથ ઉતાવળે પગલે ચાલવાની શકિત સ્ત્રીઓમાં દેખાતી નથી. તબિબોના અનુભવ પ્રમાણે સ્ત્રીની ગરદન મરદની સાથે સરખાવતાં ટુંકી અને પહોળી હોય છે.

પુરૂષો ી છાતી મોટી અને પેટ નાનુ હોય છે, અને સ્ત્રીઓની છાતી નાની, અને પેટ મોટું હોય છે. આ વાત આજે પણ મોટે ભાગે વિદ્વાન તબિબો કબુલ કરે છે, અને તેમના. એ મતને એટલાથીજ ટેકો મળે છે કે સ્ત્રીની દમ લેવાની શકિત પુરૂષના કરતાં ઘણી ઓછી હોય છે.

એક પ્રખ્યાત સરજ્યનના મત પ્રમાણે સ્ત્રીની છાતીનો બાંધો ત્રણ જાતનો હોય છે. (૧) પહોળી–મરદના જેવી ખીલેલી છાતી, (Broad) (૨) ગોળ જે સ્ત્રીઓમાં જવલેજ જોવામાં આવે છે; (૩) લાંબી છાતી, જે મોટે ભાગે અંગ્રેજ અને આરબ સ્ત્રીઓમાં હોય છે.

સ્ત્રી પુરૂષની શરીર રચના તપાસતાં કાંઇ એટલેથીજ તેની હદ આવી અટકતી નથી. બંને જાતિના શરીરના દરેક ભાગનું બારીક વર્ણન કરવું અને એક બીજાથી તે કેવી રીતે જુદાં પડે છે તે દેખાડવું અતરે નકામું છે; પણ મુખ્ય શારિરીક બંધનની ખુબીઓ જાણવી અવસ્ય જરૂરની છે.

## સ્ત્રી અને પુરૂષની જાંગ વચ્ચે ફરક.

સ્ત્રી અને પુરૂષની જાંગ વચ્ચે જાણવા જોગ ફરક હોય છે. ઘણાેા સમજે છે કે 'જાંગ' યાને 'ટાંગ' એમાં ફરક તે કેવો હોય ? જેવી જાંગ સ્ત્રીની તેવીજ જાંગ પુરૂષની ! એવું માનનારાઓ પોતાનું અજ્ઞાનપણું દેખાડે છે. તેઓ જાણતા નહી હશે કે આદમીના શરીરના સર્વે ભાગો કરતાં તેના પગ અને જાંગની વૃદ્ધિ ઘણીજ ઝડપથીજ થાય છે. પુરૂષ અને સ્ત્રીની જાતનો મુકાબલો કરતા વિદ્વાનોએ પોતાનો અનુભવ જાહેર કીધો છે કે "મરદની જાંગના કરતાં સ્ત્રીની જાંગ ટુંકી હોય છે." તબિબી નજરે જોતાં મરદની જાંગ અને સ્ત્રીની જાંગનું શારિરીક બંધારણ કેવળ જુદીજ ઢબનું જણાયું છે સ્ત્રીની જાંગનો ઘેરાવો મરદ કરતાં વધારે ભરેલો, એટલે જાડો હોય છે અને એ વધારાની શરૂઆત ઘણી નાની ઉમરથી થવા માંડે છે. યુરોપીયન અને અમેરીકન સ્ત્રીઓમાં આ ફરક બીજી કોમો કરતાં વધારે જણાયેલો છે.

## સ્ત્રી અને પુરૂષની કમ્મર વચ્ચે ફરક.

એટલુંજ નહી પણ જાંગ ઉપરાંત સ્ત્રીઓની કેડ યાને કમ્મરનો ઘેરાવો પણ મરદ કરતાં વધારે મોટો જણાયો છે. ડોકટર સારજંટ નામના એક અનુભવી અમેરીકને પોતાના અતિ લાંબા અનુભવને આધારે જણાવ્યું છે કેઃ—'પંદર વરસની ઉંમરની તંદુરસ્ત અમેરીકન છોકરીઓની જાંગના ઘેરાવા,' પંદર વરસના અમેરિકન છોકરાઓની જાંગ સાથ સરખાવતાં વધારે મોટા જણાયા છે. સામાન્ય રીતે ઓરત અને મરદના શારિરીક ભાગોની તપાસ કરતાં, તેમના શરીરનો આ ભાગ

મરદ કરતાં વધારે મોટો ( એટલે જાડો ) માલમ પડયો છે.

પૃથ્વીના જુદા જુદા ભાગોમાં વસ્તી જુદી જુદી પ્રજાઓના શરીરના જાહેર તેમજ ગુપ્ત ભાગોની રચના અને બંધારણમાં વિદ્વાનોને અનેક ફરકો જણાયા છે અને તે સઘળાની નોંધો તેઓએ દુનિયા સમક્ષ રજુ કરી છે.

## જુદી જુદી પ્રજાના ગુપ્ત ભાગોની વિચીત્ર રચના.

સ્ત્રી અને પુરૂષનાં પેડુના હાડકાંની અમુક પ્રકારની રચનાને કારણે પુરૂષના કરતાં સ્ત્રીના શરીરના હેઠળનાં ભાગોમાં અમુક ફેરફારો કુદરતે સરજેલા જણાયા છે. મેકસીકોમાં વસ્તી ચોકસ પ્રજાની સ્ત્રીઓમાં તેમના પેડુના હાડકાની વિચીત્ર બાંધણીને સબબે. તેમના મળ–માર્ગ યાને ગુદા ઘણીજ પછવાડે, તેમના બરડાની કરોડના લગભગ છેલ્લાં હાડકાં તરફ આવેલી હોય છે. પણ તેઓના પુરૂષોમાં એ સ્થિતિ એટલી હદ સુધી જણાતી નથી.

વળી આફ્રીકામાં વસ્તી ચોકસ પ્રજાઓની સ્ત્રીઓમાં, તેમજ બુર પ્રજાની સ્ત્રીઓના પેડુના હાડકાંની કાંઇક એવીજ રચનાને લીધે, તેમના જનન શરીર બંધનમાં ઘણોજ અજાયબ પ્રકારનો ફરક જણાયો છે. એ પ્રજાની સ્ત્રીઓમાં ' પ્રસવ માર્ગ ' એટલો બધો તો પછવાડે રચાયલો જણાયો છે કે જેથી પ્રસવ પ્રસંગે, તેમજ વિષયોપભોગ વખતે તેમને ચોપગાં જાનવર જેવી ઢબે વર્તવું પડે છે.

## સ્ત્રી પુરૂષની ઉંચાઇ અને વજન.

સ્ત્રી–પુરૂષ વચ્ચે સરજાએલા શારિરીક ફરકોમાં બીજો અને જાણવા

જેવો ફરક જે નજરે પડે છે, તે તેમના કદને લગતો છે. યુરોપીયન સ્ત્રીઓના કદનું અવલોકન કરનાર વિદ્વાનોએ એવી નોંધ લીધી છે, કે માટે ભાગે યુરોપીયન સ્ત્રીઓની ઉંચાઇ ૫ ફીટ ૩ ઇન્ચની હોય છે, અને યુરોપીયન મરદોની ઉંચાઇ ૫ ફીટ ૭ ૩/૪ ઇન્ચની હોય છે. એજ ગણત્રી કરનાર વિદ્વાન જાહેર કરે છે કે તુરતના જન્મેલાં બાળકોમાં છોકરીઓ કરતાં છોકરાઓ લગભગ ૧ ઇન્ચ જેટલા વધારે લાંબા હોય છે. પણ એ તો ઉંચાઇ વિશે થયું; વજનમાં પણ એજ રીતે સ્ત્રી કરતાં પુરૂષ વધારે ભારે હોય છે અને તેટલાંજ પ્રમાણમાં બાળ–પુરૂષ બાળાઓ કરતાં વજનમાં વધુ ભારે માલમ પડ્યા છે.

## સ્ત્રી પુરૂષના શરીરના બે ચોક્કસ ભાગોની રચના.

શરીરના બીજા ભાગો સાથે વધુ સરખામણી ન કરતાં, સ્ત્રીના શરીર ઉપરના સ્નાયુઓ તરફ નજર કરશું તો પુરૂષના કરતાં સ્ત્રીના શરીરના ચોક્કસ બે ભાગો વધારે મોટા અને વધારે સારી રીતે પ્રગટી નીકળેલા લાગે છે. એ બેમાંનો પહેલો ભાગ તે સ્ત્રીની છાતી, અને બીજો ભાગ તે સ્ત્રીના નિતંબ. આ બંને ભાગો ઉપર આવેલા સ્નાયુઓમાં ચરબીનો મોટો જથ્થો હોય છે, જેથી એ બંને ભાગો સ્ત્રીની શારિરીક ખુબસુરતીમાં વધારો કરનારા ગણાય છે. પુરૂષની શરીર રચનામાં એવું કાંઇ જણાતું નથી. એ બે મુખ્ય કારણે સ્ત્રીની ખુબસુરતી, જો તે ખરેખર સોહામણી હોય તો, પુરૂષ કરતાં વધારે આકર્ષક થઇ પડે છે.



# પ્રકરણ ૪ થું.



## મોહીનીની માત્રા.

ખુબસુરત અને મનપસંદ બાળક જણવા માટે સ્ત્રી તેમજ પુરૂષ વચ્ચે અરસપરસના પ્યારની જરૂર છે. અરસપરસના પ્યાર વગર સંસારમાં લગ્નનો ભવ બિલકુલ વ્યર્થ જાય છે. પુરૂષને મનપસંદ સ્ત્રી પરણવાને જેટલો હક છે, તેટલોજ હક સ્ત્રીને પણ મનપસંદ પતિ પરણવાનો છે. પરણવા પહેલાં સ્ત્રીને કસી જોવાની, તેમજ તેની પ્રીતિ મેળવવા તેનું મન પોતાની તરફ ખેંચવા, અને તેના અંતરમાં પોતાની તરફ પ્રેમની લાગણી ઉત્પન્ન કરવા પુરૂષો પ્રયત્નો કરે છે. પુરૂષોનેજ એવા હક મળેલા છે એમ સમજવું નહિ, સ્ત્રીઓ પણ પુરૂષોના મન હરવાની તજવિજો કરે છે, અને તેમ કરી લગ્નની ગાંઠથી જોડાઇ, પોતાની જીંદગીનો ભવસાગર સુખ શાંતિમાં પસાર કરવાની ઇચ્છા રાખે છે. એ કાંઇ આજના સુધરેલા અને કેળવણીના જમાનાની રીત છે એમ સમજવાની ભુલ કરવી નહી. જગકર્તાએ જાનવરો તેમજ મનુષ્ય જાતથી દુનીયાને વસાવવાની યોજના યોજી, ત્યારથી જ તેણે એવી બુદ્ધિ માણુસ જાતમાં તેમજ પશુ પંખી અને જાનવરોમાં ઉત્પન્ન કરી છે. આ પુસ્તક એટલું મોટું નથી કે કુદરતના ગુપ્ત ભેદોનો ભરમ ખોલવા જેટલી જગ્યા તેમાં મેળવી શકાય. તો પણ વાંચક મિત્રોને દુનિયાની હસ્તી અંદર વસ્તી જુદી જુદી પ્રજામાં સ્ત્રી તેમજ પુરૂષો પોતા તરફ સામી જાતિનું મન ખેંચવા કેવી કેવી રીત અખત્યાર કરતા રહ્યા છે, તેના થોડાક દાખલા નોંધવા જેવા છે.

## સીલોનની 'વેધા' જાતની સ્ત્રીઓ.

સીલોનમાં કંગાલિયત અને દરિદ્રતા વચ્ચે વસ્તી "વેધા" જાતની સ્ત્રીઓ પીતળની સાંકળીઓ અને કાચના દાણાઓથી પોતાના શરીરને શણગારવાની મોટી કાળજી રાખતી જણાઇ છે.

## તાસ્માનીઆની સ્ત્રીઓ પુરૂષોના મન જીતવા શું કરતી હતી.

તારમાનીઆના મુલકની સ્ત્રીઓને માટે વિદ્વાન મુસાફર કુક કહે છે કે ગમે એવી ઉપયોગી અને કિંમતી વસ્તુઓની તેઓ જરા પણ દરકાર કરતી નથી, પણ નજીવી કિંમતના ખોટાં ઘરેણાં મેળવવા તેઓ ઘણીજ ઇન્તેજાર રહે છે. જંગલી પ્રજાની સ્ત્રીઓ માટે જાણીતા મુસાફરો એકે અવાજે કહી ગયા છે કે બીજી કોઇ પણ વસ્તુઓ કરતાં પોતાના ગળામાં કે હાથ ઉપર પહેરવા માટે જો કાચના રંગીન દાણા, કે એવીજ કાંઇ વસ્તુ તેઓને મળતી, તો તેઓ પાર વિનાની ખુશીમાં આવી જતી હતી. પંખીઓના રંગીન પીછાં, કાચના રંગ બેરંગીન દાણા, ફુલ, કડીઓ, કડાંઓ અને બંગડીઓ તથા એવીજ બીજી વસ્તુઓ ઉપર તેઓ પોતાનો જીવ સુદ્ધાં આપવા તૈયાર જણાઇ હતી. આ સઘળાનો તેઓ શારિરીક ભુષણ તરીકે ઉપયોગ કરતી, અને એ સઘળાના ઉપયોગથી તેઓ પુરૂષોના મન ઉપર પોતાની ખુબસુરતીની છાપ પાડી તેમના દીલ જીતી લેવાની કાંઇક મરજી રાખતી હતી.

## જંગલી જમાનાની સ્ત્રીઓ મરદોને મોહાવવા કેવી રીતે ખુબસુરત બનતી હતી.

ઉપર જણાવેલા તો શરીરને શોભાવવાના સાધન હતાં; પણ

મરદોના દીલ પોતાની તરફ ખેંચવા માટે સ્ત્રીઓ ખુબસુરત બનવાની ઉલટથી જંગલી જમાનામાં પોતાના શરીરને તેઓ તરેહવાર રીતે પીડા આપતી જણાઇ છે. કાન, હોઠ અને નાક વિગેરે શરીરના ભાગોમાં છેદ પાડી, તેમાં મોટી મોટી કડીઓ ઘાલી ફરવામાં તેઓ ખુબસુરતી સમજતી હતી. પુર્વ આફ્રીકામાં વસ્તી એક પણ સ્ત્રી એવી નહી હશે, કે જેણે પોતાના ઉપલા હોઠમાં છેદ પડાવી, તેમાં મોટી જેવી કડી પહેરી નહી હોય. એવી રીતે હોઠમાં પહેરેલી કડી ઓછામાં ઓછી ૩ થી ૪ ઇન્ચ મોટી હોય છે. એ કડી જેટલી મોટી તેટલી તે પહેરનાર સ્ત્રી વધારે ખુબસુરત ગણાય છે.

## આરચીપેલોગોની સ્ત્રીઓ કેવી રીતે ખુબસુરત બને છે.

હોઠ પછી દાંત તરફ નજર કરીશું તો આરચીપેલેગોમાં વસ્તી સ્ત્રીઓ, પુરૂષોના દીલ જીતવા માટે ખુબસુરત બનવાની ઉલટમાં પોતાના દાંતોને કાનસ વડે ઘસાવી કાળા રંગે છે. સફેદ દાંતોને તેઓ ધિક્કારે છે. આસ્ત્રેલીઆમાં વસ્તી અમુક જંગલી જાતની સ્ત્રીઓ પોતાના ઉપલાં જડબાં માંહેલા દાંતોમાંથી વચલા બે દાંતો ખુબસુરત બનવા માટે ખેંચી કહડાવે છે.

## જુદા જુદા મુલકોની સ્ત્રીઓની પુરૂષોના દીલ જીતવાની રીત.

માથાના બાલોને શણગારવાની રીત જંગલી જમાનાથી ચાલી આવેલી જણાય છે. કોઇ માથાંના બાલને રંગે છે, તો કોઇ તેમાં રંગીન દાણા પરોવી પોતાને ખુબસુરત બનેલી સમજે છે. ઉત્તર અમેરીકામાં મુસાફરી કરનાર મુસાફરો જણાવે છે કે મરદોના માથાં ઉપર એટલા

તો લાંબા બાલ તેઓએ જોયા હતા કે જો તે છુટા કીધા હોય, તો જમીન ઉપર તે બાલની લટ પુંછડીની માફક ચાલતી વખતે ઘસડાયા કરે છે. ત્યાંના મરદો એવા લાંબા બાલમાં પોતાની મોટી ખુબસુરતી સમજે છે.

ન્યુઝીલેન્ડના મુલકમાં મરદો પોતાના હોઠોને બલુ રંગથી રંગે છે. એગ્મોટના ટાપુમાં વસ્તા લોકોને પોતાના બાલો સફેદ રંગવાનું જબરં ચેટક લાગેલું હોય છે.

ડારવીન કહે છે કે ઉત્તર ગોલાર્ધથી દક્ષીણમાં ન્યુઝીલેન્ડ સુધી આવેલા મુલકોમાં એવો એક પણ મુલક નહી હશે કે જયાં લોકો પોતાના આંગ ઉપર છુંદણા પડાવતાં નહી હોય. છુંદણા પડાવવાનું ઘણા પુરાણા કાળથી ચાલતું આવેલું કેહવાય છે. આગલા કાળમાં એસિરીઅન, બ્રિટન્સ અને થ્રેસિયન્સ પ્રજામાં છુંદણા પડાવવાનો રિવાજ ઘણોજ સાધારણ હતો. એ છુંદણા સુધરેલી રીત પ્રમાણે હાલ આજે કેટલીક જાતના લોકો પડાવે છે. કેટલાકો પોતાના કપાલ ઉપર, કેટલાકો હોઠો ઉપર, કેટલાકો ગાલ ઉપર, કેટલાકો હાથના કાંડા અને પગની પીંડી વિગેરે જગ્યાઓ ઉપર પડાવે છે. એબિસિનીઆના મુલકમાં વસ્તી સ્ત્રીઓ પોતાના દાંતના પેઢાંને બલુ રંગથી રંગવામાં ખુબસુરતી સમજે છે.

## દક્ષીણ આફ્રીકામાં છોકરીઓના દીલ જીતવાની રીત.

દક્ષીણ આફ્રિકામાં વસ્તા ચોકસ ટોળાના મરદો માટે રેવરન્ડ મેબર કહે છે કે જવાન ઉમરના છોકરાઓ પરણવાની ઉમેદમાં પોતાની

હાઢીના બાલને ટુંપી કહાડી, પીળા રંગથી પોતાનું શરીર રંગી પોતે ખુબસુરતમાં ખપે છે, અને એવી રીતે રંગીન બનવામાં તેઓ પોતાની ખુબસુરતી અને જવાનીને મોટું માન મળતું સમજે છે. જ્યારે સવાલ કરવામાં આવે છે કે: "એવી રીત અખત્યાર કરવાનું કારણ?" ત્યારે જવાબ આપે છે કે: "શોભીના દેખાવા, અને બઇરાંઓના દીલ જીતવા માટે." નીકોબારીસમાં મરદો જવાનીમાં આવતાંજ પોતાના દાંતોને કાળા રંગે છે. મરદોના આવી રીતે કાળા કરેલા દાંતો ત્યાંની સ્ત્રીઓને એટલા બધા તો પસંદ પડે છે કે સફેદ દાંતવાળા મરદો સાથે વાત કરવાનું પણ તેઓ ધિક્કારે છે.

## માડાગાસ્કરની સ્ત્રીઓએ મરદોની કામશકિત જાળવવા ચલાવેલી લડત.

માડાગારકરના એક મુલકના રાજાએ યુરોપીયન સુધારો પોતાના દેશમાં દાખલ કરવાના ઇરાદાથી તેણે પોતાના તમામ ઓધ્ધેદારો અને સિપાહોને હુકમ કીધો કે સઘળાઓએ પોતાના માથાના બાલ કપાવીને ઇંગ્રેજો જેવા ટુંકા કરાવવા. રાજાનો આ હુકમ બહાર પડતાંજ શહેરમાં વસ્તી તમામ સ્ત્રીઓમાં ખળભળાટ ઉઠયો આખા શેહેરની સ્ત્રીઓ રાજાના હુકમ સામે ફરીયાદ કરવા ભેગી મળી તોફાન મચાવવા લાગી, અને જ્યારે લશ્કરના સિપાઇઓએ તેમને જબરીથી પોતાના ભાલાનો ઉપયોગ કરી વિખેરી નાંખી, ત્યારેજ તેઓ છુટી પડી. તેઓની દલીલ એ હતી કે મરદોના માથા ઉપરના લાંબા બાલ તેમની કામશકિતને તાકાત આપે છે, અને તેથી જો મરદોના બાલ કપાવી નાખવાનો હુકમ જો અમલમાં મેલાશે, તો તેથી તેમના સંસાર સુખમાં મોટી ખલલ થશે.

બાલને શણગારી ખુબસુરત બનાવવાનો શોખ જવાનોને વધારે હોય છે. સ્ત્રી તેમજ પુરૂષો, બંને જાતિને એ શોખ એક સરખો રહે છે અને એક બીજાના દીલ ખેંચવાની મતલબથી તેઓ ચહેરાને રંગે છે અને બાલને વધારી તેને શણગારે છે.

## સેમોઆ દેશના મરદો ઉપર મોહી પડતી સુંદરીઓ.

શરીર ઉપર છુંદણા પડાવીને ખુબસુરત બનવાની મોસમ ત્યારેજ આવે છે કે જ્યારે મરદ તેમજ ઓરત જવાનીના બહારમાં આવેલાં જણાય છે. સેમોઆ લોકમાં એવો રિવાજ છે કે જયાં સુધી એક મરદ પોતાના શરીર ઉપર છુંદણા પડાવે નહી ત્યાં સુધી તેનાથી પરણવાનો વિચાર થઇ શકે નહી. છુંદણા પડાવ્યા પછી જ્યારે શરીર ઉપરના જખમ રૂઝાઇ જાય છે, ત્યારે લાગતાં વલગતાંઓ અને સગાં સ્નેહીઓનો એક મોટો મેળાવડો કરવામાં આવે છે. અને ત્યાં શરીર ઉપર પડાવેલાં છુંદણા હાજર રહેલાંઓને ઉમળકાથી દેખાડવામાં આવે છે, અને હાજર રહેલી સ્ત્રીઓ તે છુંદણા જોઇ, તેની ખુબસુરતી ઉપર મોહી પડે છે.

બેનન્ક્રોફ્ટ નામનો મુસાફર કહે છે કે, એક સ્ત્રીને પોતાના ધણીનો પ્યાર અને માન મેળવવા માટે પોતાની છાતી ઉપર છુંદણા પડાવતી, અને ચહેરાની ઉપર કાળી રેમ પાડતી તેણે જોઇ હતી.

સાધારણ રીતે એવી માન્યતા ફેલાએલી છે કે મરદોના કરતાં ઓરતો પોતાનો શૃંગાર વધારે કરે છે. ઘણાક મુલકોની ઓરતો ગમે તેવી હશે, પણ દુનિયાના કેટલાક મુલકોમાં એવી ઓરતો છે કે તેઓના મરદોજ ઘણા ફાંકડા અને બાંકા બનવા ઓરતના

કરતાં વધારે શૃંગાર કરે છે, અને ઓરતો ફકત કુદરતે બક્ષેલી ખુબસુરતી ઉપરજ સંતોષ પકડે છે.

આ સઘળા રીવાજ અને રીત જંગલી જમાનામાં વસ્તી પ્રજાના છે, પણ વખત જતાં જેમ દુનિયામાં સુધારો થતો થયો, તેમ તેમ સુધારાના ફેલાવાથી માણુસ જાત એવી જંગલી રીત છોડવા લાગી. શારિરીક ભુષણુ અને ખુબસુરતીનાં વધારા માટે નવી યોજનાઓ યોજાવા લાગી. તો પણુ આગલા જમાનાના રીતરિવાજ હજી આજે પણુ સુધરેલા વખતમાં કોઇ કોઇ ઠેકાણુે નજરે પડે છે. અલબત્ત તેની જંગલી હાલતમાં તો નહીજ, પણુ તેની બદલાયેલી હાલતમાં નજરે પડે છે. દાખલા તરીકે ઇરાનમાં તેમજ હિન્દુસ્થાનમાં આજે પણુ સ્ત્રીઓ નાકમાં નથ પહેરે છે તેમજ કાનમાં પહેરવાના ઘરેણાં પણુ કાંઇ ઓછાં થયાં નથી આ સઘળા શણુગારનો મુળ હેતુ આગલા જમાનામાં જે હતો તેજ આ સુધરેલા જમાનામાં પણુ છે. ફેરફાર ફકત વખતને અનુસરતો થયો છે. એ સઘળું શારિરીક ભુષણુ માટે થયું, પણુ હવે પહેરવેશની બાબત ઉપર આવીએ.

## નગ્ન હાલતમાં ફરતી સ્ત્રીઓ.

પ્રખ્યાત મુસાફર માર્સડન કહે છે કે, સુમાત્રામાં એક જવાન સ્ત્રી કપડાં પહેરવા જેટલી ઉમરની થાય, તે આગમજ તે બિલકુલ નગ્ન હાલતમાં ફરે છે, પણુ પોશાક તરીકે એક રૂપાંની સાંકળી પોતાની કમરે પહેરે છે, અને તે સાંકળી સાથે હ્રદયના આકાર જેવી એક ઢાલ આગલી બાજુએ વચોવચમાં બાંધેલી હોય છે, જે એક પોશાકની ગરજ સારે છે. બંગાળ ઇલાકાના ચોકસ ગામમાં વસતા મરદો

તેમજ ઓરતો ફક્ત કમ્મરનાં ઉપર એક કપડું વિંટાળી પોતાના શરીરને ઢાંકે છે. આ પોશાકની ઉપર કોઇવાર શણગાર તરીકે ઘરેણાં લટકાવવામાં આવે છે. હોટેનટોટ સ્ત્રીઓ માટે જાણીતો લખનાર બરો કહે છે કે, 'એપ્રન' તરીકે છ કે સાત ઇંચ પોહોળું કપડું સ્ત્રીઓ પોતાની કમ્મરની આસપાસ વિંટાળે છે, અને પોતાની તરફ ધ્યાન ખેંચવા માટે, તેઓ એ પહેરણ ઉપર કેટલોક શણગાર કરે છે.

ઘણાક મુસાફરોનું કહેવું છે કે, શરીરની નગ્ન હાલતને જોવાની એક વખત ટેવ પડી ગઇ, એટલે તેમાં અમર્યાદા જેવું કશુંએ લાગતું નથી. એવી નગ્ન હાલતમાં ફરનારાઓને કપડાંની કાંઇપણ જરૂર હોય એમ જરા પણ તેમને ભાસતું નથી. એક જાણીતો મુસાફર મી. વોલેસ પોતાનો મત આપતાં લખે છે કેઃ—'આપણા નાટકના તખ્તા ઉપર પારદર્શક અને ચામડીના રંગ જેવાં કપડાં પહેરી નાચનારી સ્ત્રીઓમાં જેટલી મર્યાદા હોતી નથી, તે કરતાં વધારે મર્યાદા એ લોકોમાં હોય છે.'

અરસપરસ આકર્ષણ કરવાની જુદી જુદી રીતીઓ દુનિયાના જુદા જુદા જંગલી મુલકોમાં જુદી જુદી રીતે ચાલુ રહેલી છે. જેમ જંગલી મુલકોમાં વસ્તી જંગલી પ્રજા, દિલ આકર્ષણ કરવા માટે ઉપર જણાવેલી રીતે વરતે છે, તેમ સુધરેલી દુનિયાના સુધરેલા મુલકો, પોતાના સુધારા અને કેળવણીને અનુસરતી રીત અખત્યાર કરે છે. દાખલા તરીકે ચીનના લોકો સ્ત્રીઓની અત્યંત નાની પાની ઘણીજ પસંદ કરે છે. અને તેથી નાના પગ બનાવવા માટે ચીનાઇ બાળાઓને પાર વિનાનું દુઃખ અને વદના ખમવાં પડે છે.

# પ્રકરણ ૫ મું.

## નગ્ન સ્ત્રી-પુરૂષોની લાજ મર્યાદા.

દુનિયાની સપાટી ઉપર આવેલા જુદા જુદા મુલકોમાં વસ્તી પ્રજાની સ્ત્રીઓ તેમજ પુરૂષો પોતાની તરફ સામી જાતિના મન અને દીલ ખેંચવા કેવી રીત અખત્યાર કરતા હતા તે વિષે લખ્યા પછી, દુનિયામાં વસ્તી જુદી જુદી પ્રજાના લોકોમાં લાજ યાને મર્યાદા કેવા રંગ રૂપમાં ફેલાયલી છે, તેનું ટુંક વર્ણન કરવામાં આવે છે.

આપણે એટલું તો જાણીએ છીએ કે સ્ત્રી જાતને લાજ યાને મર્યાદા હંમેશ રાખવી પડે છે. ગુજરાતીમાં આ કહેવત જાણીતી છે કે "જેણે છોડી લાજ, તેને નાનું સરખું રાજ." પુરૂષ જો લાજ છોડે તો તે ઠપકાને પાત્ર થાય છે. જન સમાજમાં તે હલકો પડે છે અને તે પોતાનું સ્વમાન વિગેરે ખોઇ બેસે છે. પણ એક સ્ત્રી જો લાજ-મર્યાદા છોડે તો તેના વિષે શું સમજી લેવું ? આપણા દેશમાં સ્ત્રીની લાજનું રક્ષણ કરવું એ દરેક પુરૂષનો ધર્મ છે. પણ દુનિયામાં આવેલા જુદા જુદા મુલકોમાં વસ્તી પ્રજા સ્ત્રી તેમજ પુરૂષો પોતાની લાજ મર્યાદા શાની અંદર સમજે છે અને તેઓ તે કેવી રીતે જાળવે છે, તે જાણવું જરૂરનું છે.

મહાન મુસાફરોએ દુનિયાની મુસાફરી કીધા પછી પોતાની નજરે જોયેલા હેવાલો પ્રગટ કરેલા જ્યારે વાંચીએ છીએ ત્યારેજ માલુમ પડે છે કે આ દુનિયામાં વસ્તી જુદી જુદી પ્રજાઓની રીતભાત, અને

મર્યાદા કેવી અજાયબ જેવી છે. જે રીત રિવાજો વિષે લખતાં લજવાઇએ, તેવી રીતભાતનો તેઓએ અંગીકાર કરેલો માલુમ પડે છે. જેને આપણે 'નિલ'જપણાને' નામે ઓળખીએ છીએ. તેને તેઓ 'મર્યાદાને નામે ઓલખે છે અને તેવી રીતે જીંદગી ગુજારવામાં તેઓ પોતાની નીતિ સમજે છે. આ વાતના થોડાક દાખલાઓ વાંચકની જાણ માટે ચુંટી કાહાડી અતરે આપ્યા છે.

## ઉત્તર કવીન્સલેન્ડમાં સ્રી-પુરૂષની લાજ જાળવવાની રીત.

એ દેશમાં વસ્તી પ્રજા તમામ નગ્ન હાલતમાં પોતાનું જીવન ગાળે છે. સ્ત્રી તેમજ પુરૂષો પોતાના ગુપ્ત શરીરને જાહેર પ્રસંગો ઉપર ઢાંકવા માટે, અમુક રીતે બનાવેલાં લાલ રંગના ફુંમકાવાળા ઢાંકણનો ઉપયોગ કરે છે. ખાસ કરી જ્યારે તેઓ ગોરા લોકથી વસાયલા સંસ્થાનની પડોશમાં હોય છે, ત્યારે પોતાની મર્યાદા જાળવવા એવી રીતે વર્તે છે. સ્ત્રીઓને બેઅદબ ઉધ્ધત જવાનો તરફથી લલચાવનારી માંગણીઓ કરવામાં આવે તો તેઓ નમનતાઈથી ના પાડતાં બોલે કેઃ—'હું પરણેલી છું.' વળી ઘણીક નીતિવાન સ્ત્રીઓ પોતાની મશ્કરી કરનાર તરફ સહેજ પણ ગુસ્સે થતી નથી, તેમજ તેઓ લજવાતી પણ નથી. પરંતુ એવા અનાડીઓને તેઓ હસતે ચહેરે નરમાશથી ઠપકો આપે છે.

ડાકટર હોલડર જેણે મોનટાના મધે ઘણાક વર્ષો સુધી વસવાટ કીધો હતો, તે જણાવે છે કેઃ—"સ્ત્રી પોતાની લાજને ખાતર પોતાનો જીવ સુદ્ધાં આપવા ડરતી નથી." એક હમેલદાર સ્ત્રી પોતાની સુવાવડ પ્રસંગે ગમે એવી અડચણ યા જોખમમાં આવી પડવા છતાં, કોઇ પણ



એક ખુબસુરત હીજડો.

મરદ તબીબ–પોતાની જાતવાલા કે ગોરા–ની તે મદદ લેતી નથી. પણ જેમ જેમ એ લોકોમાં સુધારો દાખલ થતો ગયો, તેમ તેમ તેઓ તબીબોની સારવાર અને મદદ લેવા લાગ્યાં. ડાકટર હોલડર પોતે એક દરદી માટે જણાવે છે કેઃ–" એક જવાન સ્ત્રી સુવાવડ દરમિયાન ઘણીજ હેરાન થવા લાગી, અને કોઇપણ તબીબની મદદ લેવા તેણે ના પાડી, જેથી અંતે તે મરણને કાંઠે આવી પડી. પણ બીજાઓની સમજાવટથી તે અંતે ડાકટરની મદદ લેવા કબુલ થઇ. પણ પોતાની લાજ જાળવવા ખાતર પોતાની જાંગ અને જનન શરીર કપડામાં ઢાંકી, ફકત પ્રસવ માર્ગ તબીબની તપાસ માટે ખુલ્લો રાખ્યો."

## આસામની 'નાગા' સ્ત્રીઓની મર્યાદા.

આસામમાં વસતી 'નાગા' જાતની સ્ત્રીઓ પોતાની તમામ મર્યાદા અને લાજ, પોતાનું આખું શરીર નગ્ન હાલતમાં રાખી, ફકત પોતાની છાતીનેજ ઢાંકવામાં સમજે છે. એનું કારણ તેઓ એવું જણાવે છે કેઃ–"શરીરના જે ભાગો તેમના જન્મથી લોકોએ જોયલા છે તે ભાગોને ઢાંકવામાં મુર્ખાઇ છે; પણ છાતીની બાબતમાં તેમ બનતું નથી, કેમકે તે પાછળથી પ્રગટે છે, માટે તેને ઢાંકવાજ જોઇએ."

## પશ્ચિમ આફ્રિકાના સ્ત્રી પુરૂષોની લાજ અને મર્યાદા જાળવવાની રીત.

ખાસ કરીને કેમીરોન નદી ઉપર આવેલા મુલકોમાં સઘળી કુમારી સ્ત્રીઓએ તમામ નગ્ન હાલતમાં ફરવું એવો રિવાજ છે આગુંકાના મુલકમાં કોઇ પણ સ્ત્રી પગના ગુંઠણની ઉપરનો ભાગ સેહેજ ઉઘાડો

રાખી ફરે તેમને સજા કરવાનો હુકમ હોવા છતાં, રાજાની રાણીઓ પણ દરબારમાં તમામ નગ્ન હાલતમાં હાજર થવામાં પોતાની મર્યાદા અને લાજ સમજતી હતી. કાલીરો-ડોને નામે જણાયલા આફ્રીકનોમાં સઘળી કુંવારી સ્ત્રીઓ બિલકુલ વસ્ત્ર વગર ફરે છે અને બચ્ચાંવાલી માતાઓ શરીરના નિચલા ભાગને ઢાંકીને ફરે છે. ખારતુમની ઉત્તર-પશ્ચીમ તરફ ૨૦૦) માઇલની અંતરાફમાં મરદો નગ્ન હાલતમાં વસ્તા જણાયા છે.

એક તરફ લાજ જાળવવા આવા રિવાજ આપણે વાંચીએ છીએ ત્યારે બીજી તરફ 'નીલોટીક' જાતના આફ્રીકનોમાં કુંવારા જવાનોને તમામ નગ્ન હાલતમાં વસ્તા જણાયા છે. તેઓમાં પરણેલા મરદો, જેઓ બચ્ચાંના બાપ હોય, તેઓ પોતાની કમ્મરની આસપાસ બકરાના ચામડાંને વિંટાળીને ફરે છે પરણેલા અને બચ્ચાવાલા મરદોએ પોતાની સાસુને ત્યાં આવા ચામડાના પોશાક વગર કદી પણ જવું નહિ, એવો રીવાજ હોય છે, કેમકે તેથી મર્યાદાનો મોટો ભંગ થતો લેખાય છે. છતાં જો કોઇ મરદ બકરાનાં ચામડાંનો પહેરવેશ પહેર્યાં વગર પોતાની સાસુ પાસે જતો, તો તેને સજા તરીકે અમુક રકમના બકરાં દંડ તરીકે આપવાની ફરજ પડતી હતી. જો કોઇ સુધારાવાલો જમાઇ પોતાની સાસુ પાસે 'પાટલુન' પહેરીને જતો, તો પણ તેને પોતાના 'પાટલુનની' ઉપર પણ બકરાનું ચામડું બાંધવાની ફરજ પડતી હતી.

## પુર્વ આફ્રીકાના લોકોની મર્યાદા.

મસાઇ લોકો તેમજ પુર્વ આફ્રીકાના વતનદારોમાં સ્ત્રીઓ નગ્ન હાલતમાં હોવા છતાં, તેઓ પોતાની માસીક રતુ પ્રસંગે ઘણીજ

સંભાળ અને લાજ જાળવીને રહેતી વર્ણવી છે. પણ એજ જાતના પુરૂષો તેમજ મસાઇ મરદો પોતાના ગુપ્ત શરીરને ઢાંકીને ફરવામાં નામોશી સમજે છે અને નગ્ન હાલતમાં ફરતા રહે છે. કેટલીક જાતની આફ્રિકન સ્ત્રીઓ, પોતાની છાતીઓ ઢાંકીને ફરવામાં લાજ અને મર્યાદા સમજે છે. જો કોઇ સારા ખાનદાનની સ્ત્રીને રસ્તે ફરતાં કોઇ મરદ સામો મળે છે, તો તેઓ ઘણીજ શરમાઇ જતી હોય એમ માલમ પડે છે.

## તુરકી સ્ત્રીઓની લાજ અને મર્યાદા.

કોન્સ્ટેન્ટીનોપલની સ્ત્રીઓ જો કે પોશાક સજી ફરે છે. છતાં તેઓમાં એવોજ વિચાર ઠસી ગયો છે કે કોઇ પણ પરપુરૂષને પોતાનો ચહેરો કોઇ પણ સંજોગ વચ્ચે તેઓએ દેખાડવો નહિં. આ સબબને લીધે તુરકી ઓરતો પોતાના શરીરના કોઇ પણ ભાગને ઉઘાડા દેખાડવામાં એબ કે લાજ સમજતી નથી, પણ ફક્ત પોતાનો ચહેરોજ છુપાવવામાં પોતાની લાજ સમજે છે અને તેજ કારણને લીધે તેઓ હંમેશ બુરખા પહેરે છે. એક મુસાફર લખે છે કે:—"યુફ્રીસ નદીમાં એક તુરકી ઓરત પોતાનું અંગ ધોવા ઉતરી હતી. તેવામાં ત્યાં એક અંગ્રેજનું જવું થયું. પેલી સ્ત્રીએ તુરતજ પોતાના બંને હાથો વડે પોતાનો ચહેરો ઢાંકી નાખ્યો, પણ પોતાના નગ્ન શરીરને ઢાંકવાની તેણે પરવા પણ કીધી નહિ."

## ચીનાઇ સ્ત્રીઓની લાજ અને મર્યાદા.

દુનિયામાં વસ્તી નગ્ન પ્રજાઓની મર્યાદાનો કાંઇક ચિતાર આપ્યા બાદ હવે થોડીક એવી પ્રજા તરફ નજર કરીશું કે જેઓ પોતાના

શરીર કપડાં વડે ઢાંકીને ફરતા હોય. ચીનાઇ લોકો કપડાં પહેરી પોતાના શરીરને ઢાંકે છે. તેમની સ્ત્રીઓ મોટે ભાગે પોતાનાં પગને નાના બનાવવામાં મોટી ખુબસુરતી અને મોટું માન સમજે છે. એક ચીનીનો પગ જો નાનો બનાવેલો હોતો નથી તો તે પોતાને શરમભરેલું ગણે છે. ચીનાઓ પોતાની સ્ત્રીની ખુબસુરતી તેના ચહેરામાં નહી, પણ તેના નાના અને બેડોલ બનેલા પગમાં સમજે છે. એક ચીનીનો પગ, તેની નગ્ન હાલતમાં ફક્ત તેનો ધણીજ જોઇ શકે છે. કદાચ કાંઇક દરદને લીધે જો પોતાનો પગ બતાવવો હોય તો આખો પગ કપડામાં ઢાંકી ફકત દરદી ભાગનેજ તબીબ આગલા ઉઘાડો કરે છે.

## ઍમ્પ્રેસ થિયોડારાની લાજ જાળવવાની રીત.

નગ્ન હાલતમાં ફરતી પ્રજાઓની તવારીખ કાંઇ આટલેથીજ અટકતી નથી. ક્રાઇસ્ટના જન્મ પછી લગભગ છઠી સદીની અંદર જો આપણે નજર કરી સ્ત્રી-પુરૂષોની લાજ અને મર્યાદાની રીતભાત વિષેના લખાણો વાંચીશું તો માલમ પડે છે કે છઠી સદીમાં પણ મામલો તેવોજ ચાલતો હતો. જાણીતો લખનાર પ્રોકયુપિયસ છઠી સદી માટે લખતાં જણાવે છે કે: "એમ્પ્રેસ થિઓડોરા નાટકશાળામાં થતા નાટકોમાં બિલકુલ નગ્ન હાલતમાં જાહેરમાં દેખાવ દેતી હતી ફક્ત એક ટુંકા સુરવાલ વડે તે પોતાનું શરીર ઢાંકતી હતી."

## પંદરમી અને સોલમી સદીમાં જરમન પ્રજાની લાજ.

જરમન લોકો સોલમી સદી સુધી ઘણીજ અંધેર હાલતમાં વરતા હતા એમ માલુમ પડે છે, કેમકે તે વખતે જાહેરમાં નાહવાનો

રિવાજ હતો. વળી રાતના સુતી વખતે દરેક પોતાના શરીર ઉપરના સઘળાં વસ્ત્રો કાઢી નાખતાં હતાં. ગરીબ તેમજ તવંગરોમાં નાચના મેળાવડા જ્યારે પણ થતા ત્યારે નાચતી વખતે સ્ત્રીઓને પુરૂષો હવામાં મોટી છલાંગે ઉંચે કુદાવતા હતા, જેથી સ્ત્રીઓના પોષાકો કઢંગી રીતે ઉંચકાઇ જતા હતા. સ્ત્રીઓ પોતાની લાજ માટે એ વખતે બિલકુલ બેદરકાર અને બેપરવા રહેતી. એવું પંદરમી અને સોલમી સદી માટે થએલા લખાણો ઉપરથી જણાય છે.

પણ એમ સમજવું નહી કે એ વખતે સ્ત્રીઓ લુગડાં પહેરતી નહી. સત્તરમી સદીમાં ઇટાલીયન સ્ત્રીઓનું ધ્યાન જ્યારે ટુંકા સુરવાલ તરફ ખેંચાયું, ત્યારે તેઓને તે કાંઇક વિચીત્ર જેવું જણાયું હતું. એ પછી જ્યારે જાહેર હમામખાના બંધ પડયાં, અને શરીર ઉપર વસ્ત્રો પહેરવાની શરૂઆત થતાંજ સ્ત્રી જાતની લાજ અને મર્યાદા ઉપર તેની ઘણીજ મોટી અસર થઇ.

ઇ૦ સ૦ ૧૪૬૧ માં સ્ત્રી જાતની લાજનો મામલો કેવો હતો, તે નિચલું લખાણુ વાંચતાં માલમ પડે છે:—

૧૪૬૧ માં જ્યારે લુઇ ૧૧ મો પેરીસમાં દાખલ થયો ત્યારે ત્રણ ઘણીજ ખુબસુરત કુમારીકાઓ તદ્દન નગ્ન હાલતમાં તેની સામે આવી હતી અને તેની સામે ગીત ગાયા હતા. પ્રજાએ તેઓની ખુબ પ્રશંસા કરી હતી. જ્યારે ચાર્લ્સ પાંચમો એન્ટવર્પમાં દાખલ થયો ત્યારે શહેરની અત્યંત ખુબસુરત કુમારીકાઓએ કેવળ જાળી જેવા પોષાકમાં તેની સમક્ષ નાચ કર્યો હતો.

## ઈ૦ સ૦ ૧૬૫૮ માં ડેનમાર્કનો મામલો.

એજ કાળમાં ડેનમાર્કનો મામલો કેવો હતો? એક પોલીસ અમલદાર જો કે ત્યાંની સ્ત્રીઓના વખાણ કરે છે, છતાં તે તેમના રિવાજ ઘણુંજ નિર્લજ જણાવે છે. તે લખે છે કે:—"દરેક જણ નગ્ન સુવે છે. કોઈ પણ પારકાની સામે કપડાં પહેરતાં કે કાઢતાં જરા પણ શરમાતાં નથી. જો કોઈ પરોણો હાજર હોય તો તેની પણ તેઓ દરકાર કરતાં નથી."

## ઇંગ્લાંડમાં સુરવાલનો ઉપયોગ કયારથી શરૂ થયો.

ઇંગ્લાંન્ડમાં આસરે અરધી સદીની આગમજ સ્ત્રીઓમાં ટુંક પાયજામા યાને સુરવાલ પહેરવાંનો રિવાજ દાખલ થયો હતો. ટિલ્ટ નામના એક જાણીતા સુવાવડના તબિબે એ પહેરણ પહેરવાની સ્ત્રીઓને મજબુત ભલામણ કરી હતી.

આ જાતનો પહેરવેશ પુર્વના મુલકોમાંથી યુરોપમાં દાખલ થયો હતો. વેનીસમાંથી તે યુરોપના જુદા જુદા શહેરોમાં જઇ લાગ્યો હતો. પ્રથમ એ પહેરવેશનો ઉપયોગ હલકી જાતિની સ્ત્રીઓ કરવા લાગી હતી અને તેજ કારણને અંગે તેને લોકપ્રિયતા મળી શકી નહી હતી. પણ આજે તો સુધરેલી અને કેળવાયલી દુનિયાની સ્ત્રીઓ તેનો એક સરખી રીતે ઉપયોગ કરે છે.

સ્ત્રી જાતની લાજ અને મર્યાદાના રિવાજ જુદા જુદા મુલકોમાં કેવા હતા તેની તવારીખનું આ ટુંક વર્ણન રજુ કર્યું છે. ઘણીક

સ્ત્રીઓ પોતાના શરીરના કોઇ પણ ભાગ ઉપર પારકાઓની નજર તો શું, પણ પોતાના પરણેતરોની નજર સુદ્ધાં પડવા દેતી નથી એવી તેમની લાગણી તિક્ષણ હોય છે. છતાં આજના કહેવાતા સુધરેલા વખતમાં કેટલીક સ્ત્રીઓ પોતાના શરીરને પારદર્શક પોશાકથી સજી લોકોને પોતાના શરીર ઉપર નજર નાખવાની તક આપે છે.

કેટલીક સ્ત્રીઓ કોઇનો પણ નગ્ન આકાર જોતાંજ કમકમી તેને ધિક્કારે છે. તેમજ ઘણાકોની લાગણી, એવા આકારો જોવામાં મોજ મેળવે છે. એક પ્રખ્યાત તબિબ લખે છે કે: "એક જવાન સ્ત્રીને દસ્તાનની બિમારી લાગુ પડી, અને તેને મોટા જથ્થામાં લોહી જવા લાગ્યું. આ બિમારી વિષે તેણે શરમની મારી લજવાઇ પોતાની માતાને સુદ્ધાં જણાવ્યું નહી, અને જ્યારે તબિબની મદદ લેવાની ફરજ પડી, ત્યારે લાજની મારી તેણે પોતાનું ખાનગી શરીર તબિબને તપાસવા દીધું નહી, અને અંતે તે મરણ પામી.



# પ્રકરણ ૬ ઠું.



## હસ્ત દોષ.

એક પુરૂષે પોતાના ભવિષ્યને જો નિષ્કલંક અને નિરોગી રાખવું હોય તો તેણે પોતાના દેહની બહેતરી અને સુખાકારી ખાતર આ પ્રકરણને મથાળે લખેલી બદીનો ત્યાગ કરવો ઘટે છે. આ બાબતને નજીવી સમજવાની ભુલ કદી પણ કરવી નહી, કેમકે જેઓ શરૂઆતમાં એ પીડાને પંપાળી તેને વશ થયા છે, તેઓ પાછળથી ખુબ પસ્તાય છે અને પૈસાના ભોગે પણ તે બદીમાંથી છુટી શકયા નથી.

આ કાંઇ ઉડતો રોગ નથી, તેમજ તે કાંઇ ઇનસાનને લાગુ પડતાં અનેક દરદો માહેલું એક દરદ પણ નથી. એટલુંજ નહીં, પણ એ રોગ કાંઇ હવા કે ખોરાકના ફેરફાર થવાથી લાગુ પડે છે એમ પણ સમજવું નહી. એ રોગને યુનાની હકીમો 'દસ્ત દરાજી' કહે છે. ગુજરાતી વૈદો એને 'હસ્ત ક્રિયા' ને નામે ઓળખે છે. કેટલાકો એને ગુપ્ત બદી, કુટેવ, યાને 'ખરાબ ઇલ્લત' એવે જુદે જુદે નામે ઓળખાવે છે.

વિલાસ યાને વિષયની ઇચ્છા સ્ત્રી તેમજ પુરૂષોમાં ઉમરે પુગ્યા પછી પ્રગટે, એ કુદરતી છે. પણ જ્યારે કાંઇક સબબે તેવી ઇચ્છા અપ્રસંગે ઉત્પન્ન થાય, અને તેવી અકુદરતી ઇચ્છાને દરદી વશ થઇ, હસ્તકૃત રીતે તે, પોતાના વીર્યને બદનમાંથી નિકળી જવાનો માર્ગ ખુલ્લો કરી આપે છે, ત્યારે શરૂઆતમાં જો કે પોતાને

ભાગ્યશાળી અને સુખી સમજે છે, પણ તેના કડવાં ફળ ચાખવાનો જ્યારે વખત આવે છે, ત્યારેજ તેનું ભાન ઠેકાણે આવે છે, અને પોતાની ભુલ માટે તે પસ્તાય છે. આ ભુલનો ભોગ ઘણાંકોને ઘણોજ મોંઘો પડે છે, અને કેટલાકોને તો છેવટે પોતાની જીંદગીનો ભોગ પણ આ કુટેવથી આપવો પડે છે.

## પ્રાચીન બદી.

આ બુરી આદત સુધરેલા મુલકોમાંજ જણાય છે એમ સમજવું નહી; જંગલી હાલતમાં વસતી જુદી જુદી પ્રજાઓમાં પણ એ કુટેવ લાગુ પડેલી માલમ પડી છે. એક પ્રખ્યાત લેખક લખે છે કે:—

દુનિયાની જે જે જાતિઓની આપણને માહીતિ છે તે બધી જાતિઓમાં આ બદી હૈયાતિ ધરાવે છે પછી ભલે એ જાતિના સ્ત્રી–પુરૂષો ગમે તેવી કુદરતી કે અકુદરતી હાલતમાં વસતા હોય.

## પશુઓમાં સુદ્ધાં ફેલાયેલી બદી.

આ કુટેવ કાંઇ માણસ જાતનેજ લાગુ પડતી નથી. વિદ્વાનોને અવલોકન ઉપરથી માલુમ પડયું છે કે ચોપગાં જાનવરો પણ એ કુટેવમાં ફસેલાં હોય છે. ઘોડાઓમાં એ કુટેવ મોટે ભાગે લાગુ પડેલી જણાઇ છે. જ્યારે ઘોડો તેના તબેલામાં એકલો અટુલો ઉભેલો હોય છે. ત્યારે તે પોતાના લિંગને જાગૃત કરી તેને પોતાના પેટ ઉપર અફાળે છે, અને એમ કરી તે પોતાના વીર્યને પોતાના બદનમાંથી બહાર નીકળી જવાનો માર્ગ કરી આપે છે.

કુતરીઓ જ્યારે કામવશ થાય છે, ત્યારે તેઓ નરની શોધમાં નીકળી રાત્રે ચોક્કસ પ્રકારના અવાજે ભસવા માંડે છે. આ અવાજ નરને કાને પડતાં જ તે માદાની આગળ જઇ લાગે છે. પણ જો કામવશ થયલી માદાને નર મળતો નથી તો તે ઘણીજ ઝુરવા માંડે છે અને કામિક–તૃષ્ણાથી તે પીડાય છે.

હરણીને જ્યારે પ્યારની મોસમમાં સંગત માટે કોઇ સોબતી મળતો નથી, ત્યારે વન–જંગલમાં તેઓ પોતાના ગુપ્ત બદનને ઝાડની સાથે રગડી યા ઘસીને પોતાના વીર્યને બહાર જવાનો માર્ગ કરી આપી સંતોષ મેળવે છે.

એજ રીતે ચોપગાં જાનવરોમાં મેઢાં અને ઉંટ પણ પોતાની કામવાસનાને સંતોષ આપવા એવીજ યુક્તિ અખત્યાર કરે છે. હાથીઓ વળી કાંઇક જુદીજ રીત વાપરે છે. આ જાનવર પોતાના લિંગને પોતાના પાછલા પગોની વચમાં લઇ, પોતાની બુદ્ધિ અનુસાર હિલચાલ કરી પોતાના મનોવિકારને પંપાળે છે.

## દેશ પરદેશમાં સ્ત્રી–પુરૂષોને લાગુ પડેલી કુટેવ.

જ્યારે સ્પેનીશ લોકો પહેલ વહેલા ફિલીપાઇન્સના વિઝકાયા નામના મુલકમાં જઇ લાગ્યા ત્યારે આ હસ્ત દોષની બદી તેઓએ ત્યાંની સ્ત્રીઓ તેમજ પુરૂષોમાં એક સરખી રીતે ફેલાયલી જોઇ હતી. સ્ત્રીઓ એ કામને માટે એક ખાસ લિંગરૂપી બનાવેલું હથીઆર અને બીજી એવી વસ્તુઓ પોતાની ઇચ્છા તૃપ્ત કરવા માટે ઉપયોગમાં લેતી હતી.

અનુભવી અવલોકન કરનાર વિદ્વાનોના મત મુજબ દુનિયાના મોટા ભાગમાં એ કુટેવ બન્ને જાતિઓમાં લાગુ પડેલી તબીબી દફતરે નોંધાઇ છે. જે જે મુલકોના વતનદારો માટે બારીક અવલોકન કીધા પછી એ બદીના હેવાલો લખાયા છે, તેમાં પુર્વના કેટલાક મુલકો રહી ગયા નથી. વળી ઇજીપ્તના જનાનખાનામાં પણ એ બદી હતી એમ જણાવવામાં આવે છે. જાપાનીસ સ્ત્રીઓ માટે લખતાં એજ લેખક જણાવે છે કે:-

## જાપાનમાં આ બદી માટેના જાહેર વેચાતાં યંત્રો.

આ ટેવનો શોખ જાપાનીઝ સ્ત્રીઓમાં સઉથી વધારે ફેલાયો છે. તેમણે તે માટે કેટલાંક યંત્રો પણ બનાવ્યાં છે. એક યંત્રનું નામ "રીન્નો-તામા" છે. જાપાનની "રીઇશા" સ્ત્રીઓ તથા વેશ્યાઓ તેનો બહુ ઉપયોગ કરે છે. અને એવાં યંત્રો બજારમાં છડેચોક વેચાય છે.

## બે સ્ત્રીઓ વચ્ચેની ક્રીડા.

એક સ્ત્રી બીજી સ્ત્રી સાથે ક્રીડા કરી પોતાના મનને સંતોષ આપે તેવી (Lesbion) સ્ત્રીઓમાં આવાં યંત્રોનો ઉપયોગ કરવાની ટેવ ખાસ જોવામાં આવે છે.

'ઇલ્લત' 'બદી' 'દસ્ત દરાજી' કે બીજું ગમે તે નામ આ ટેવને આપીએ પણ તેનાં પરિણામે માણસના શરીરને ભારે નુકશાન પહોંચે છે અને અનેક પ્રકારના રોગ લાગુ પડે છે, એ નિર્વિવાદ વાત છે.

યુરોપના સેંકડો વિદ્વાનોએ આ કુટેવ સંબંધી સંખ્યાબંધ પુસ્તકો લખ્યાં છે. કેમકે સંશોધન કરતાં જણાયું છે કે, સોળમી સદીમાં પણ વિધવાઓ ગર્ભ ના રહે એવા હેતુથી જુદી જુદી જાતનાં યંત્રો વાપરી પોતાના મનને સંતોષ આપતી હતી. ફ્રાન્સમાં એવાં યંત્રો કાચનાં બનતાં હતાં. જરમનીમાં અઢારમી સદીમાં તો ઉંચ કુટુંબની સ્ત્રીઓમાં પણ આવા યંત્રો વાપરવાની કુટેવ પ્રચલિત હતી. એમ જણાય છે.

## મેડમ ગુરદાનું કુટણખાનું.

ફ્રાન્સમાં અઢારમી સદીમાં મેડમ ગુરદાનું કુટણખાનું હતું તે સ્ત્રી "કોન્સોલેટર" નામનાં એજ કામ માટેનાં યંત્રનો વેપાર ધમધોકાર ચલાવતી હતી. મેડમ ગુરદા મરણ પામી ત્યારે તેનાં જે કાગળપત્રો હાથ આવ્યાં તે ઉપરથી માલુમ પડયું હતું કે ત્યાંનાં અનેક મોટા ધર્મસ્થાનોની આગેવાન સાધ્વીઓ (Nuns) પણ તેની પાસેથી એ યંત્રો મંગાવતી હતી.



# પ્રકરણ ૭ મું.



## હસ્ત દોષ (ચાલુ)

આ જમાનામાં તેમજ જુના જમાનામાં, આ દેશમાં તેમજ પરદેશોમાં ભણેલાં તેમજ અભણોમાં, સ્ત્રીઓમાં તેમજ પુરૂષોમાં હસ્તદોષની આ કુટેવ હસ્તી ભોગવતી આવી છે અને આજના કહેવાતા સુધરેલા જમાનામાં પણ ભોગવે છે એટલુંજ નહિ પણ સાધનો અને પધ્ધતિના સુધારા વધારા કે ફેરફાર સાથે એ ટેવ વધારે ફેલાતી જાય છે એમ તો સાફ દેખાઇ આવે છે.

## સેંકડે નવાણુંમાં ગુપ્ત બદીની ટેવ.

નસોને લગતાં દરદો માટે પ્રવીણ ગણાતા જરમન તબીબ બરગર તો કહે છે કે સેંકડે નવાણું યુવાનો અને યુવતિઓને આ હસ્તદોષની ટેવ હોય છે. અમંન કોહન પણ કહે છે કે જમંનીના સંબંધમાં તો એ હકીકત એકંદરે સાચી છે.

## નિશાળોમાં ગુપ્ત બદી વધારે.

નિશાળોમાં ભણતાં છોકરા છોકરીઓમાં આ ટેવ વધારે ફેલાયલી નજરે પડે છે. રગ્બી સ્કુલના પ્રખ્યાત ડાકટર ડયુકસ પણ કહે છે કે, ૯૦ થી ૯૫ ટકા વિદ્યાર્થીઓને એ ટેવ હોય છે. યુરોપના બીજા દેશોના તેમજ અમેરીકાના તબીબો પણ એ ગણત્રીને ટેકો આપે છે.

## દરજીઓની દુકાનમાં પણ બદી.

ઇટલીમાં મોરાલીઆ નામના તબીબે ૨૦૦ સ્ત્રીઓને તપાસી જોઇ તેમાંથી ૧૨૦ સ્ત્રીઓ હસ્તદોષની ટેવવાળી માલુમ પડી હતી. કેટલીક સ્ત્રીઓને તો એ ટેવ લાંબા વખતથી પડેલી હોય એમ ખાત્રી થઇ હતી. હેવલોક એલીસ નામનો નામીચો વિદ્વાન લખે છે કે, રોમની દરજીઓની દુકાનોમાં જ્યારે શેઠ કે ઉપરી બપોરે આશાએશ લેવા જાય ત્યારે ત્યાં કામે લાગેલી એકે એક સ્ત્રી હસ્તક્રિયા કરવામાં મશ-ગુલ બની જાય છે.

## સ્ત્રીઓને હસ્તક્રિયાનો વધુ શોખ.

ટિસોન નામનો અભ્યાસી કહે છે કે હસ્તક્રિયાની ટેવ સ્ત્રીઓમાં ખાસ વધારે ફેલાયેલી જોવામાં આવે છે. પોલેટ નામના એક વિદ્વાને ફ્રાન્સમાં આ બાબતનો બહુ ચોકસાઇથી અભ્યાસ કર્યો હતો. એ પોલેટ કહે છે કે, આ ટેવ સ્ત્રીઓમાં તો સામાન્ય થઇ પડેલી જણાય છે. ગરીબ તેમજ ધનવાન અને ખાસ કરીને સુધારાનાં મોટાં મોટાં ધામોમાં પણ આ ટેવ એક સરખી ફેલાયલી હોવાનું માલુમ પડે છે.

## સ્ત્રીઓના ખાસ શોખનું કારણ?

સ્ત્રીઓમાં આ ટેવ વિશેષ પ્રમાણમાં ફેલાવાનાં અનેક કારણો કલ્પવામાં આવે છે પણ તેનું એક મુખ્ય અને સંગીન કારણ ઇટાલી-યન તબીબ મોરાલીઆ એ જણાવે છે કે, વિષયવાસના જાગૃત કરવાનું સ્થાન પુરૂષના શરીરમાં માત્ર એકજ છે પણ સ્ત્રીના શરીરમાં વિષય-વાસના જાગૃત કરી શકાય તેવાં ઘણાં સ્થાન છે.

# મદઘેલી સ્ત્રીઓ.

ક્વચિત એવી સ્ત્રીઓ પણ નજરે પડે છે કે, જેને રતિવિલાસ ગમતોજ નથી. એવા પુરૂષો પણ હોય છે કે જેમને સ્ત્રીસંગની બીલકુલ રૂચી હોતી નથી. તેને અંગ્રેજીમાં Anoesthesia (એનિ-સ્થેસીયા) કહે છે. આપણી ભાષામાં તેને 'રતિ વિમુખ' કે 'કામ ભ્રષ્ટ' કહી શકાય. પણ એવા દાખલા જવલેજ જોવામાં આવે છે. જ્યારે તેથી ઉલ્ટુ કામાંધ સ્ત્રી પુરૂષો સંખ્યાબંધ જોવામાં આવે છે અને તેમાં પણ મદઘેલી સ્ત્રીઓ ઘણી હોય છે. એવી કામી સ્ત્રીઓને અંગ્રેજીમાં Man-mad wowan કહે છે. સ્ત્રીઓમાં કેટલીક વાર તો કામ-વાસના એટલી ઉગ્ર જોવામાં આવે છે કે, તે જાહેર પીડારૂપ થઇ પડે છે તે એટલે સુધી કે તેમને પુરૂષો માટે વલખાં મારતી કહીએ તો ગેરવાજબી ગણાય નહિ.



# પ્રકરણ ૮ મું.

## હસ્ત ક્રિયાની ટેવ પડવાનાં કારણ.

હસ્ત ક્રિયાની ટેવ પડવાનાં ઘણાં કારણો છે. કેટલાંક દરદોને લીધે પણ એ ટેવ પડે છે.

### અકાળ યુવાની.

કેટલાંક બાળકો ઘણી નાની ઉમ્મરે યુવાનીનાં ચિન્હો ધારણ કરે છે. એવાં બાળકો આપોઆપ આ ટેવને વશ થઇ જાય છે. એજ રીતે જે બાળકોની ઇંદ્રિના મ્હોડાં ઉપરની ચામડીનું છિદ્ર ઘણું બારીક હોય અથવા જેમને તે જગાએ સોજો રહેતો હોય અથવા તો ત્યાંની ચામડી વળગી ગઇ હોય એવાં Precosity Phimosis, Balanitis કે adherent prepuce નાં દરદોવાળાં બાળકોને આ ટેવ લાગુ પડે છે. પેશાબની કોથળીમાં પથરી દાખલ થવાની પણ આવી ટેવ પડે છે એટલુંજ નહિ પણ ઇંદ્રિની ચામડી અને છિદ્ર સાફ નહિ રહેવાથી, એ ભાગ ઉપર ખુજલી આવવાથી, કૃમિ થવાથી અને કેટલીક વખત તો કબજીઆતથી પણ હસ્તદોષની કુટેવ પડે છે.

### આયાઓ-ચાકરડીઓ આ બદી શીખવે છે.

ધનવાન કુટુંબોનાં બાળકોને આ ટેવ લાગુ પડવાનું એક વિશેષ કારણ છે. એશઆરામી માતપિતાઓ પોતાનાં બાળકોને જ્યારે આયાઓ ચાકરડીઓને સાચવવા સોંપે ત્યારે બાળકોને રડતાં બંધ કરવા માટે એવી હલકી વૃત્તિની, ઓછી સમજની અને ભ્રષ્ટ જાતીની સ્ત્રી નોકરો



પુરૂષોના શરીરનો બાંધો આવો હોવો જોઇએ.

પુરૂષની પેશાબની નળી–મૂત્ર માર્ગ અને ફુક્કાનો અંદરનો દેખાવ



એવી ખરાબ યુક્તિઓ અજમાવે છે અને તેથી બાળપણમાંજ એ બાળકોનાં મન ઉપર એવી છાપ-સંસ્કાર પડી જાય છે કે તેઓ જન્મભરને માટે આ ભયંકર કુટેવને વશ બની જાય છે. ડોક્ટર ટેલર કહે છે કે, એવી રીતે નોકર ચાકરને હાથે ઉછરતા બાળકો સામાન્ય રીતે જનનેન્દ્રિયને પકડી તેને જાગૃત કરી પેઢુને અમુક રીતે હલાવી ચલાવીને કે નક્કર પદાર્થો સાથે ઘસાઇને યાતો જમીન અને હોજરીની વચ્ચે ઘસારો કરીને આ ક્રિયા કરે છે.

## પ્રેરક કસરતો.

કેટલીક કસરતો પણ એવી છે કે જે હસ્ત ક્રિયાની પ્રેરણા કરનારી થઇ પડે છે હીંચકા ખાવા, સરી પડવું વગેરે કસરતો એવી પ્રેરક ગણાય. જુવાનોને આ કુટેવમાંથી બચાવવાની ખાસ જરૂર છે. કેમકે, મોટી ઉમરે પહોંચ્યા પછી જે માણસોને આ ટેવ લાગુ પડે તેમને જો કે ઘણું નુકશાન થાય છે પણ જુવાનોને તો તેથી ભયંકર નુકશાન થાય છે કારણ કે જુવાનીના-શરીર વિકાસના સમયેજ જો આવી કુટેવ પડી જાય તો શરીર વિકાસ થઇ જુવાની ખીલવવાને બદલે તેઓ જીંદગીની શરૂઆતમાંજ નામર્દ બની જાય છે. આ કુટેવથી કેટલાક યુવાને એટલા બધા કમજોર થઇ નામર્દ બની ગયેલા માલુમ પડયા છે કે પછીથી તેમને પોતાની ઇચ્છા તૃપ્ત કરવા માટે મુત્રમાર્ગવાળી નળીમાં કોઇ રહેલાઇથી વળી શકે તેવી કુમળી વસ્તુ પેસાડી પોતાની વૃત્તિને જગાડી ઇચ્છાની તૃપ્તિ કરવી પડે છે. પરિણામે તેઓ એટલા તો નાહિમત અને શરમીંદા શોકાતુર બની જાય છે કે તેમને કોઇ મિત્ર ભાઇબંધ સાથે ફરવું-હરવું, કે રમવું ગમતુંજ નથી અને એકલા પડયા રહેવાનીજ આદત પડી જાય છે.

## પ્રસવ માર્ગમાંથી મળી આવેલી વિવિધ વસ્તુઓ.

આ કુટેવ ધરાવનારાં માણસો તે માટે કેવાં કેવાં સાધનો શોધી કહાડે છે તે પણ જાણવા જોગ છે. એમ જણાય છે કે તેવા માણસોએ તે માટે ઘરમાં હમેશાં વપરાતી અનેક ચીજો તે માટે સાધનરૂપ માની છે. સ્ત્રીઓના પ્રસવ માર્ગમાંથી મળી આવેલી તરેહવાર વસ્તુઓ જોતાં એ માન્યતાને સંપૂર્ણ ટેકો મળે છે. સુપ્રસિદ્ધ તબીબ બ્લોક પોતાના એક પુસ્તકમાં લખે છે કે, ગાજર, કંદમુળ, પેન્સીલ, લાકડી, લાખ સોય રાખવાની ભુંગળીઓ, બુશ, અને માથામાં નાખવાના સોયાઓ સ્ત્રીઓના પ્રસવ માર્ગમાંથી મળી આવ્યા છે. જરમનીમાં સને ૧૮૬૨ માં માથામાં નાખવાના સોયાનો એ ટેવ ધરાવનારી સ્ત્રીઓ તરફથી એટલો બધો ઉપયોગ થવા માંડયો હતો કે તે સોયા ખેંચી કહાડવા માટે એક જરમન તબીબે એક ખાસ હથીયાર શોધી કહાડયું હતું. આજે પણ એવા સોયા છુટથી વપરાય છે. કોઇ કોઇ પ્રસંગે આ કુટેવથી અમુક લાભ થઇ ગયાના દાખલા પણ તબીબોના જાણવામાં આવ્યા છે. પણ એવા દાખલા જવલેજ બને છે અને તે વાત અજ્ઞાન માણસોએ ધ્યાનમાં લેવા જેવી નથી. કેમકે સામાન્ય રીતે તો એ ટેવનું પરિણામ ભયંકર નુકશાની કરનારૂં નીવડે છે. આવી ટેવમાં ફસાએલાં સ્ત્રી પુરૂષોને તેમાંથી મુક્ત કરવાં એજ માણસની પવિત્ર ફરજ છે.

## બિભત્સ કાગળ પત્રો લખવાની ટેવ.

આ ટેવ લાગુ પડવાનું એક બીજું કારણ એ જણાયું છે કે, જુવાન પુરૂષો અને સ્ત્રીઓને પોતાના પ્યારના પત્રોમાં બીભત્સ વાતો લખવાનો શોખ હોય છે. વિદ્વાન તબીબ બ્લોક કહે છે કે સંખ્યાબંધ પુરૂષો તેમજ સ્ત્રીઓને એવી આદત હોય છે કે, પોતાનાં પ્રેમપાત્રને બિભત્સ વાતોથી ભરપુર પત્રો લખવા લલચાવે અને પોતે પણ એવી ઢગલાબંધ નાગી વાતો પોતાના પત્રોમાં લખે.

# પ્રકરણ ૯ મું.

## હસ્ત દોષથી થતાં ભયંકર દર્દો.

એક વખત આ ટેવ પડયા પછી તે છોડવી મુશ્કેલ પડે છે પરિણામે ભયંકર દરદો લાગુ પડે છે.

### આંખોની બરબાદી.

હસ્તદોષની એ ટેવથી માણસની આંખોનો ઘાટ બગડી જાય છે અને છેવટે એટલી તો તેની નજર શકિત ઘટી જાય છે. કે તેને Photophobia એટલે કે અજવાળું આંખે જોઇ શકાય નહિ એવું બુરૂં દરદ લાગુ પડે છે.

### હૃદયની નબળાઇ.

આ ટેવથી વળી જીવનના આધાર રૂપ હૃદય ઉપર પણ ગંભીર અસર થાય છે. એક વિદ્વાન તબીબે તો જાણે એ ટેવવાળાં માણસોનાં હૃદય (Heart.) કાંઇ ખાસ જુદા રૂપનાં થઇ જતાં હોય એમ માની તેને (Mastesbaters Heart) એવું ખાસ નામ આપ્યું છે. ગમે તેમ પણ એટલું તો ચોક્કસ જણાયું છે કે, એ ટેવથી હૃદય ઉપર બહુ માઠી અસર થાય છે. તેવાં માણસોને અત્તાર નત્તાર છાતીમાં દુખાવો થાય છે અને ઘણી વખત ધબકારા થઇ આવે છે.

### ગાંડપણ.

એ ટેવથી વળી મગજ ઉપર પણ એટલીજ માઠી અસર થાય છે. કેટલાંક માણસોને તેથી ગાંડપણ લાગુ પડી ગયાનું પણ જોવામાં આવ્યું છે.

## વીર્યસ્ત્રાવ.

વળી એ ટેવથી જનનેન્દ્રિ ઉપર તો એટલી બધી અસર થાય છે કે પુરૂષોને પછી સ્ત્રી સમાગમ વિનાજ વીર્ય સ્ખલન થવા માંડે છે અને તે અવયવના આધારભુત ભાગોમાં સોજા થઇ આવે છે.

## સ્ત્રીઓની દુર્દશા.

એથી પણ વધારે ગંભીર નુકશાન સ્ત્રીઓને થાય છે. સ્ત્રીઓની જનન શકિતની ચેતનતા એટલી તો નાબુદ થઇ જાય છે કે તેમને પછી પુરૂષ સમાગમ માટે અરૂચીજ થઇ જાય છે. અર્થાત વાસ્તવિક શબ્દોમાં કહીએ તો તેમના એ અવયવો શુન્ય બની જાય છે. અને વળી પ્રદર તેમજ રૂતુસ્ત્રાવ સાથે સંબંધ ધરાવતાં કેટલાંક કંટાળાભર્યા દરદો કાયમને માટે લાગુ પડે છે. અવયવોની શુન્યતા તો એટલી બધી વધી પડે છે કે, સ્ત્રીના નાક હોઠ, કાંડાં, હાથ કે પગો ઉપર પુરૂષ થોડી હાથચાલાકી કરે અથવા પુરૂષના શરીરના એવાજ કેટલાક અવયવો ઉપર સ્ત્રી જરા હાથચાલાકી કરે કે તુરતજ કામવાસના પ્રદીપ્ત થતી હોય તેજ ભાગો આ ટેવ પડયા પછી સમુળગાં ચેતનહીન થઇ જાય છે—એટલાં તો ચેતન હીન થઇ જાય છે કે સાધારણ સ્પર્શથી કામ-વાસના જગાડી મુકનારા એ અવયવોને પછી તો ચુંથી નાખવા છતાં પણ કામની જરાએ ઇચ્છા વાસના થતી નથી.

## માત્ર કલ્પનાથી થતો વીર્યસ્ત્રાવ.

હસ્તદોષની ટેવ લાંબો વખત ચાલુ રહ્યાં પછી તો એવાં માણસો માત્ર કલ્પના કરીને પણ વીર્યસ્ત્રાવ કરી લેતાં જોવામાં આવ્યાં છે.

એને આપણે 'માનસિ મૈથુન' નામ આપીએ તો વ્યાજબી થઇ પડે. એવાં માણુસો પોતે પૂર્ણ જાગૃત હોય ત્યારે પણ માત્ર મનમાં કામી વિચારો કરી ઇચ્છાની તૃપ્તિ કરવામાં સાધનો અને સંજોગોની હસ્તી કલ્પી લે છે. અને તેની કલ્પનામાં એવો ચિતાર તાદસ્ય થતાં વારજ એના હૃદયમાં કામ વ્યાપે છે, તેને હચમચાવી મુકે છે અને પરિણામે તુરતજ ધાતુસ્રાવ થઇ જાય છે. નામાંકિત ડૉકટર ફોરસ્ટ સ્કોટ એ વાતની સચ્ચાઇને ટેકો આપતાં કહે છે કે, તેનો એક દરદી સાવધપણે આરામથી ખુરસી ઉપર બેઠો કે સુતો હોય ત્યારે પણ એવી રીતે કાલ્પનિક ચિતાર તાદસ્ય કરીને પોતાની તૃપ્તિ કરતો હતો.

## મગજની ખરાબી.

એથી એ પણ સમજી શકાય તેવું છે કે એકંદરે તો વિષયવાસનાનો ખરો આધાર મગજ ઉપર છે. હસ્તદોષની કુટેવથી મગજમાંના કામ-સ્થાનને દિન પરદિન દુર્બળ બનાવે છે તે એટલે સુધી કે પછી તો વાસના કે ઇચ્છાને બદલે આવેશ કે કલ્પનાજ માત્ર તેનો વીર્યનો ભંડાર ખાલી કરી નાખી શકે છે. છેવટે જેમ આવી ટેવવાળી સ્ત્રીઓને પુરૂષ સમાગમની અરૂચી થાય છે તેજ રીતે એવી કુટેવવાળા પુરૂષોને સ્ત્રી–સમાગમ માટે અરૂચીજ થઇ જાય છે.

## સ્વભાવ પણ બગડી જાય.

એટલેથીજ વાત અટકતી નથી. ધીમે ધીમે આવી કુટેવવાળાં માણુ-સોનો સ્વભાવ પણ બગડતો જાય છે. કોઇની સોબત તેમને ગમતી નથી. પછી તો તેમને એકાંતમાં એકલા રહેવું એજ પસંદ પડે છે.

ધીમે ધીમે તેઓ પાકા ઉદાસ, ગમગીન બીકણુ અને નપુંસક થઇ જાય છે કેમકે અમુલ્ય વીર્યનો તેણે ભયંકર દુરૂપયોગ કરી નાખેલો હોય છે, તેથી તેની યાદદાસ્ત શકિત એટલી તો ક્ષીણુ થઇ જાય છે કે તે એક ભાનભુલો એદી માણુસ બની જાય છે. સ્વભાવે ચીડીયો થઇ જવાથી તેની કોઇ દોસ્તી પણુ કરતું નથી. પાચનશકિત નિર્મુળ થઇ તેનું લોહી કમજોર અને એવું તો વિકારી બની જાય છે કે તેને કવખતે-જુવાનીમાં ઘડપણુ આવે છે અથવા પાંડુરોગ જેવાં ભયંકર દર્દો ભોગવે છે. તેવા માણુસમાં સંતાનોત્પત્તિની શકિત તો સંભવતીજ નથી. એ રીતે હસ્તદોષની ટેવમાં ફસાયલાં સ્ત્રી પુરૂષોનાં જીવન નિરાશા અને નિરૂત્સાહભર્યાં બની બરબાદ થઇ જાય છે.



# પ્રકરણ ૧૦ મું.



## હસ્તદોષ (ચાલુ)

## ઓળખવાની રીત અને તેના ઉપચાર.

આ ટેવનાં પરિણામરૂપે ઉપર જણાવ્યા પ્રમાણેની જાત જાતની પીડાઓ અને બીમારીઓ પોતે ભોગવતાં હોય છતાં પણ દુનિયા એવી ટેવ પ્રત્યે ભારે તિરસ્કાર ધરાવે છે એ વાત સમજતાં હોવાથી પોતાની અક્ષમ્ય ભુલો માટે શરમ ઉપજવાથી હો, કે કોઇ બીજું કારણ હો, પણ સામાન્ય રીતે એટલું તો સાફ જણાઇ આવે છે કે, તેઓ પોતાને એ ટેવ હોવાની વાત ચાલે ત્યાં સુધી સગાં સંબંધી, મિત્રને કહેતાં નથી. સુયાણી આગળ પેટ સંતાડે એની માફક તેઓ વૈદ ડાકટરને પણ એ હકીકત કહેતાં નથી. આથી એ હકીકત સમજી લેવાનો ભાર પણ તેમનાં હિતૈષીઓ કે વૈદ ડાકટરને માથેજ આવી પડે છે.

## સ્ત્રી પુરૂષના જનન અવયવો.

એ સમજવા માટે પુરૂષ તેમજ સ્ત્રીને જનન અવયવો સંબંધી થોડીક સમજ હોવાની જરૂર છે. જનન અવયવો પુરૂષ તેમજ સ્ત્રી બંને બહાર તેમજ શરીરના અંદરના ભાગમાં ધરાવે છે.

સ્ત્રીના બહારના જનન અવયવો યોનિ (Valva), પ્રસવ-માર્ગ (Vagina), સ્ત્રી-લિંગ (Clitoris), અને સ્તન વગેરે છે. અંદરનાં અવયવો સંતાન-બીજ-સ્થાન (Ovaries), સંતાન-બીજ (Ovam),

ગર્ભસ્થાન અને સંતાન-બીજ-માર્ગ (Fallopian tubes) વગેરે છે.

પુરૂષના બહારના જનન અવયવો બે ગોળીઓ (Testes) અને પુરૂષ-લિંગ છે. અંદરના જનન અવયવો પ્રોસ્ટેટ (Prostate) અને કુપર્સ (Coopers) ગ્લેન્ડઝ વગેરે છે.

## સ્ત્રી પુરૂષની પીશાબની નળીમાં શું ફેર છે?

પુરૂષ-લિંગના મુખ આગળથી મુત્ર માર્ગ અર્થાત પેશાબની નળી શરૂ થાય છે. તે નળીનો બીજો છેડો પીશાબના ફુક્કા પાસે છે. અંગ્રેજીમાં મુત્રમાર્ગને (Wrethra) અને ફુક્કાને (Bladder) કહે છે. સ્ત્રી અને પુરૂષની પીશાબની નળીમાં ફેર એજ છે કે, સ્ત્રીની પીશાબની નળી ફક્ત મુત્રમાર્ગ તરીકેજ કામ કરે છે ત્યારે પુરૂષની એ નળી મુત્રમાર્ગ તરીકે તેમજ ધાતુમાર્ગ તરીકે પણ કામ કરે છેં. અહીં આપેલાં બે ચિત્રો જોવાથી સમજી શકાશે કે કુદરતે એ નળીમાં ઘણીક છુપી ગોઠવણો રચેલી છે અને પુરૂષની નળીની રચના તો ખરેખર બહુ નાજુક તેમજ ભારે કરામતવાળી છે.

## નામર્દ બનાવનારા ફેરફાર.

કુદરતની એ કોમળ અને અજબ કરામતભરી કૃતિનો દુરૂપયોગ થવાથી તેનાં દુઃખરૂપ પરિણામ આવ્યા વિના કેમ રહે? હસ્ત ક્રિયાથી પહેલાં તો ચીત્રમાં દેખાડેલો નં ૩ વાળો ભાગ બગડે છે અને પછી નં. ૨ અને નં. ૪ વાળા ભાગો બગડે છે. પછી એ બગાડાની અસર બીજા ભાગો ઉપર થવા માંડે છે જેથી ધાતને ગોળીમાંથી લેઇ જનારી

-નસો ધાતની કોથળીઓ અને ધાતનાં પ્રવેશદ્વાર પણ બગડી જાય છે અને હસ્ત ક્રિયા કરનાર બહુ જાતનાં રોગોમાં સપડાય છે. છેવટે તેઓ નામર્દ બની જાય છે, અને પછી એવા શરમીંદા બની જાય છે કે, પોતાના ખાસ મિત્રો કે વૈદ ડાકટરોને પણ તેઓ પોતાની દુર્દશાની વાત કહી શકતા નથી.

## કુદરત ઠગાતી નથી.

પરંતુ દરદી ગમે તેવી રીતે ખરી હકીકત કહેવાની આનાકાની કરે તેથી કુદરત કાંઇ છેતરાતી નથી કે સાચી હકીકત છુપાવતી નથી. માણસનાં કર્મનાં ફળ તરીકે તેને જે રોગ લાગુ પડયા હોય તેનાં ચિન્હો તે તુરત જાહેર કરવા માંડે છે એવો કુદરતનો કાનુન છે. તેજ રીતે હસ્તદોષ કરનારાઓની ગુપ્ત ઇન્દ્રિ બહેર મારી ગયેલી જણાય છે તેની ગોળીઓ ફુલી ગયેલી અને પોચી પડેલી જણાય છે. પ્રેપ્યુસ યાને લિંગના મુખ ઉપરની ચામડીનો રંગ બદલાઇને કાળો પડવા માંડે છે. વળી એવા દરદીને વારે ઘડીએ પીશાબ કરવાનું મન થાય છે અને પીશાબ કર્યા પછી પણ કેટલોક વખત સુધી પીશાબના ટપકાં પડયાં કરે છે. કેટલાકોને તો પીશાબ કરતી વખતે તનખ એટલે કે તીણા ઝટકા વાગે છે અને અગન બળે છે. કોઇ કોઇને તો પીશાબમાં લોહી પણ પડે છે. એવા દરદીઓને આખો દીવસ જાગૃત અવસ્થામાં જેમ વિચારજ પ્રેમ કે કામ વાસનાના આવ્યા કરે છે તેમ સ્વપ્નામાં પણ તેમનું મગજ એ વિચારોમાં ગુંથાયલું રહે છે. કોઇ સ્ત્રીને જોતાં વારજ તેમને કામ વ્યાપે છે. એ વિકારી વિચારોનું પરિણામ એ થાય છે કે તેમને ઘડી ઘડી વીર્યસ્રાવ થઇ જાય છે, જ્યારે ખરી રીતે તો તેમની સ્થીતી એવી હોય

છે કે સ્રી સમક્ષ હાજર થતાં તો તેઓના બધા ઉમળકા ઠંડા પડી જાય છે અને સ્રી સમાગમનો કોઇ પ્રકારનો લ્હાવો લેઇ શકતા નથી.

## વૈદ ડોકટરો પણ સમજી જાય.

કુદરત એ રીતે મદદ કરતી હોવાથી વૈદ ડોકટરો પણ ખરી હકીકત સ્હેલાઇથી સમજી જાય છે. દરદી તેમને ઠગવાને પોતાની બીમારીનાં તરેહવાર કારણો દર્શાવે છે એના નમુના રૂપે એક ડોકટરની નોંધપોથીમાં દરદીએ તેની આગળ કેવી રીતે હકીકત કહી તેનું તેણે કરેલું ટાંચણ અહીં આપીએ છીએ. ડોકટર પાસે જઇને તે દરદીએ કહ્યું:-

"ડાક્ટર, મને આખી રાત ઉંઘ આવતી નથી; મારાં માથામાં ચાલુ દુખારો થયાં કરે છે; મારી આંખમાં બરડાના કાંઠામાં, અને પગોમાં કળતર થયા કરે છે; જ્યારે ચાલું છું ત્યારે હું પડી જતો હોઉં એમ મને લાગે છે; મને હસવું, બોલવું બીલકુલ ગમતું નથી, અને મન હંમેશાં ઉદાસ રહે છે. રાતના ભડકી ઉઠું એવાં સ્વપનાં આવે છે; યાદદાસ્ત શકતી નબળી થઇ ગઇ છે; કાનમાં તરેહવાર અવાજ થતા રહે છે, અને સહેજ કામ કરતાં કોઇ કોઇ વખત છાતીમાં ધબકારા થઇ આવે છે. કોઇ વખત શ્વાસ પણ બરોબર લેવાતો નથી. અને હંમેશાં હાથના પોંચા તથા પગનાં તળીઆં ઘણુંજ ઠંડાં રહે છે. જો કોઇ મને ધારી ધારીને જુવે છે, તો મારાથી તેની સામે જોવાતું નથા, અને મને ચકરી આવી જાય છે. ભુખ ઘણીજ ઓછી લાગે છે, અને કબજીઆત લાગુ પડેલી છે."

## સ્તન વધે નહિ–માતા થવાય નહિ.

સ્ત્રીઓને હસ્તદોષથી જે નુકશાન થાય છે તેની મોટી અસર તેમનાં સ્તન ઉપર જણાઇ આવે છે. એવી સ્ત્રીઓનાં સ્તન વધતાં કે ભરાવદાર થતાં અટકી પડે છે. આનું પરિણામ કહીએ કે સાર કહીએ તો એ કે, સ્ત્રીની મોટામાં મોટી અભિલાષા બાળકની માતા થવાની છે. પરંતુ એવી ટેવવાળી સ્ત્રી માતા થવાની પોતાની શકિત ગુમાવી બેસે છે.

## મા–બાપોની ફરજ.

આટલાં ગંભીર નુકશાન પહોંચાડનારી કુટેવમાંથી બાળકોને બચાવવાને પુરતી કાળજી રાખવાને મા-બાપો બંધાયલાં છે. જરાપણ ગફલત રાખવાથી મા-બાપ પોતાનાં બાળકની જીંદગીનું સત્યાનાશ વાળવાનાં પાપમાં પડે છે એ વાત તેમણે ભુલવી જોઇએ નહિ. એ માટે ખાસ કરી નીચલી બાબતો તેમણે ધ્યાનમાં રાખવી જોઇએ.

(૧) બાળકોને હલકી નીતી રીતીનાં આચાર વિચારનાં સ્ત્રી કે પુરૂષ નોકરો પાસે પડી રહેવા દેવાં નહિ. એવાં નોકરોને બાળકો સાથે બીભત્સ વાતો કે ચાળા કરવા દેવા નહિ. તેમજ પોતાની ગેરહાજરીમાં બાળકોને તેમની સાથે જેમ બને તેમ ઓછાં રાખવાં.

(૨) બાળકના ગુપ્ત ભાગો તેમને નહવડાવતી વખતે હમેશાં સંભાળ પુર્વક સાફ કરવા–મેલ બીલકુલ જામવા દેવો નહિં. બાળક સમજણું થાય ત્યારે તેને પોતાને એ ભાગો હમેશાં સાફ રાખવાની ટેવ પાડવી.

(૩) બાળકોની સમક્ષ પોતે બીભત્સ વાતો કે ચેષ્ટા કરવી નહિ અને કોઇને કરવા દેવી નહિ.

(૪) બાળકોને ઉંધાં સુવાં દેવાં નહિ. કેમકે ઉંધા સુવાથી કેટલીક વાર તેમને કામવાસના પ્રકટે છે અને પછી તેની શાન્તિ માટે હસ્તદોષ કરવા તેઓ પ્રેરાય છે.

(૫) બાળકોને તેમના કોઇ પ્રકારના વાંક માટે સજા કરવી પડે તો પણ નિતંબ ઉપર તો ફટકા મારવાજ નહિ.

(૬) બાળક તેના ગુપ્તભાગ સાથે રમતાં જોવા, જાણવામાં આવે તો કોઇ એવી યોજના કરવી કે એ ગુપ્તભાગ ઉપર બાળક પોતાનો હાથ અડકાડી શકે નહિ.

(૭) બાળકને જો એવા ગુપ્તભાગ ઉપર કાંઇ ગડગુમડ કે ખસ જેવું દરદ થાય તેથી ખુજલી—ચળ આવવાથી તેમને તે ભાગને ખંજુળવા કે ઘસડવાનું મન થઇ આવે છે અને તેમાંથી તેમને હસ્તદોષની ક્રિયાનો ખ્યાલ આવી તેઓ એ પાપી ટેવમાં ફસાય છે. માટે એવું દરદ થયું હોય તો તેનો ચાંપતો ઇલાજ તાકીદે કરવો.

## વૈદકીય-તબીબી ઇલાજો.

મા—બાપની ગફલતથી કે બીજા કોઇ કારણે પણ જો બાળકમાં એ બુરી ટેવનાં ચિન્હો કે પરિણામ રૂપ નિશાનો જોવામાં આવે તો કુશળ વૈદ ડોકટર મારફત તેનો ઇલાજ તુરતા તુરત કરાવવો જોઇએ.

## સુન્નત (Circumcision)

'ફ્રાઇમોસિસ' એટલે કે લિંગના મુખ ઉપરનું છિદ્ર વધારે સાંકડું હોય તો કોઇ બાહોશ વાઢકાપ કરનાર વૈદ, ડાક્ટર પાસે તેનો ઇલાજ કરાવવો. એમાં ઢીલ કરવાથી ભારે નુકશાન થાય છે. એના એક ઉત્તમ ઉપચાર તરીકે સુન્નત ગણાય છે અને ઇસ્લામીઓમાં તો તે એક ફરમાન રૂપે છે.

## પીચકારી.

મોટી ઉમરનાં અથવા દરદ જડ ઘાલી બેઠું હોય તેવા દરદીઓને તો ખાસ કરીને વૈદ ડાક્ટરની સારવારની જરૂર પડે છે અને તેમ કરવું તેજ સલાહ ભરેલું છે.

## ઉંટવૈદો અને નીમહકીમોના પ્રપંચ.

આવાં દરદો ધરાવનારાં માણસો છેવટે જરાપણ વૈદક જ્ઞાન ના હોય એવા ઢોંગી અને ડફાંસીઆ ઉંટ વૈદો અથવા નીમહકીમોના પંજામાં જઇ ફસાય છે. પોતાનાં દરદોની વાત કોઇ પણ સ્નેહી સંબંધી કે પ્રતિષ્ઠીત માણસો પાસે કરવામાં તેમને શરમ લાગે છે એટલે મૂર્ખ દુરાચારી, કે પ્રપંચી સેતાન ઓળખ પીછાનવાળાઓ અથવા સોબતીઓની સલાહથી કે ભારે આડંબરવાળી જાહેરખબરો વર્તમાન પત્રોમાં વાંચીને તેઓ એવા લેભાગુ વૈદ હકીમો પાસે દોડી જાય છે અને પોતાનાં દરદો નાબુદ થવાની આશામાં તેઓ તેમને સારી રકમો આપે છે. ખરી રીતે એ વૈદ હકીમો દરદો સાજા કરવા સંબંધી કાંઇ જ્ઞાન ધરાવતા નથી હોતા એટલે દરદીને બીલકુલ લાભ થતો

નથી અને તેણે ખર્ચેલા પૈસા નકામા છુટી પડે છે અને કેટલીક વાર તો પૈસા ખર્ચી હેરાન પણ થાય છે. તે એટલે સુધી કે એ ઉંટ વૈદો ઓડનું તોડ વેતરે છે અને દરદીનું દરદ મટવાને બદલે ગંભીર રૂપ પકડે છે અથવા નવાંજ દરદો ઉપસ્થીત થાય છે.

આ કુટેવમાં ફસાઇને જેઓ કોઇ પણ પ્રકારના દરદનો ભોગ થઇ પડયા હોય તેમને જો પોતાની વધુ દુર્દશા થવામાંથી બચવું હોય તો એકજ સારો ઉપાય એ કે મન ઉપર કાબુ રાખી એ ટેવ છોડવી અને થએલાં દરદોના ઇલાજ કોઇ પ્રતિષ્ઠીત ડાકટરને પોતાની બધી હકીકત વીગતવાર અને સાચે સાચી કહીને તેનીજ પાસે કરાવવા

## જાહેર ખબરથી વેચાતી દવાઓ.

જેમ ઉંટવૈદો પાસે સારવાર કરવાથી નુકશાન થાય તેમજ છાપાંઓમાં પ્રકટ થતી જાહેર ખબરો વાળી દવાઓ–પેટંટ દવાઓ–વાપરવાથી પણ નુકશાન થવા સંભવ છે. આવાં દરદોવાળા દરેક દરદીને એકજ દવા માફક આવે એ બનવા જોગ નથી. જાહેર ખબરથી વેચાતી ઘણી દવાઓ તો કોડીની કીંમતની પણ નથી હોતી છતાં ધારો કે કોઇ દવા સારી હોય તો પણ એ દવા દરદીને માફક આવે એ ભાગ્યેજ બને કેમકે દવા એકજ અને દરદ જુદા જુદા પ્રકારના હોય છે. જેટલું જોખમ ઉંટવૈદના હાથે દવા કરાવવામાં રહેલું છે તેટલુંજ જાહેર ખબરથી વેચાતી પેટંટ દવાઓ વાપરવામાં રહેલું છે. દરદીનાં દરદના સ્વરૂપના પ્રમાણમાં જુદા જુદા દરદીને જુદી જુદી દવા આપવી પડે અને દવાનાં પ્રમાણ પણ બદલવાં પડે તે કામ વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરી અનુભવ પામેલા વૈદ

ડાકટરનું છે તેની ગરજ ઉંટવૈદો કે જાહેર ખબરથી વેચાતી દવાઓથી સરે એ કલ્પનાજ ભુલભરેલી ગણાય.

## આવાં દરદોમાં વપરાતી દવાઓ.

આથી આ પુસ્તકમાં તેવાં દરદોની કોઈ ચોક્કસ દવા સુચવવાનું અશકય છે. દરદનું રૂપ જોઈ સમજી ડોકટરો એવાં દરદીઓને લોખંડનાં તત્વો ધરાવનારી દવાઓ, ક્વીનાઈન, સ્ત્રીકનીન, ફોસ્ફરસ, આર્સેનિક ઇત્યાદિ દવાઓમાંથી જે અનુકુળ થઇ પડે તેનો ઉપયોગ કરે છે. આપેલી દવા અનુકુળ થઇ પડતી ના લાગે તો તેમાં વખતો વખત ફેરફાર કરી દરદીને અનુકુળ દવા આપવામાં આવે છે.

## શુધ્ધ હવાપાણી વગેરેથી લાભ.

લાંબા વખતથી જેને એ કુટેવ પડી હોય તેમને માટે શુધ્ધ હવામાં રહેવા, હરવા ફરવાની સગવડ પણ કરવાની જરૂર પડે છે અને તેથી તેમને દરીઆ નજીકની કે ઉંચી ટેકરી ઉપર આવેલાં સ્થળોએ મોકલવાં પડે છે.

કોઇ કોઇ વખત એવા દરદીઓ ઉપર કુશળ તબીબો વીજળીના તેમજ ચંપી (Massage) ના ઇલાજો પણ ફતેહમંદ રીતે કરતા જાણવામાં આવ્યા છે.

## પથ્ય-ચરીના નિયમો.

આવાં દરદીઓ પોતે પણ કેટલાક નિયમો પથ્ય-ચરી તરીકે પાળે તો જલ્દી આરામ થાય છે. તેમણે (૧) ગરમ મસાલાવાળો, તીખો

તમતમાટ ભર્યો ખોરાક ખાવાનું સદંતર બંધ કરવું અને જલ્દી પચે તેવો પુષ્ટીકારક ખોરાક લેવાની કાળજી રાખવી જોઇએ. રાતે ખોરાક બને તેટલો ઓછો લેવો.

સુવાની પથારી કઠણ રાખવી. હવાની છુટથી આવજાવ થતી હોય તેવી જગાએ સુઇ રહેવું. ગરમ કપડું ઓઢવું નહિં. બનતાં સુધી બહુ વજનદાર ના હોય તેવું કપડું ઓઢવું. ઉંઘ આવવા માંડે કે તુરતજ સુઇ જવું-ઉજાગરો બીલકુલ કરવો નહિં.

## ધીમે ધીમે થતો આરામ.

કોઇ દરદી અથવા તેનાં વાલી વારસ એવી આશા રાખે કે આવું દરદ તાબડતોબ મટી જાય તો તેમાં તેઓ ભુલ કરે છે. આ દરદો ઉપર જે દવાઓ અપાય છે તે ઘણીખરી બહુજ ઝેરી હોય છે એટલે વૈદ ડાક્ટર દરદીને તે દવા બહુ થોડા પ્રમાણમાંજ આપી શકે છે એટલા માટેજ એમ કહેવું પડે છે કે દરદીએ પોતે ડોકટર બની જવું નહિ, કે કોઇ ઉંટવૈદના ખોળામાં માથું મુકવું નહિં પણ કુશળતાથી ધીમે ધીમે પણ સંગીનપણે સંભાળપુર્વક કામ લે તેવાજ વૈદ ડોકટરની મદદ લેવી.




Tunica Vaginalis.
Tunica Albuginea.
Its Septa.
Vas deferens.
Spermatic Artery.

ગોળીની અંદરનાં દેખાવો.



સ્ત્રી-પુરૂષનાં સંપૂર્ણ ખિલેલા શારીરિક બાંધા આવા હોવા જોઇએ.

# પ્રકરણ ૧૧ મું.

## પુરૂષ વીર્ય-તેની શુદ્ધિ અને મજબુતી ઉપર પ્રજોત્પતિનો આધાર.

### સ્ત્રી વંધ્યા રહેવાનું કારણ વીર્યની ખરાબી છે.

પુરૂષના શરીરમાં પેદા થતા વીર્યમાં 'સ્પર્મેટોઝુઆ' નામનાં એવાં જંતુઓ હોય છે કે તેમાંથી બીજું માણસ જન્મે છે. જ્યારે વીર્ય પુરૂષના શરીરમાંથી બહાર પડે ત્યારે મૂત્રમાર્ગમાંનાં પિંડોમાંથી નીકળતા રસ સાથે તેનું મિશ્રણ થાય છે. એ રીતે પુરૂષનું વીર્ય ત્રણ પ્રકારના રસોનું મિશ્રણ છે; (૧) સર્વથી ઉત્તમ રસ પુરૂષની ગોળીમાં પેદા થાય છે; (૨) પાણી જેવો સ્હેજ પાતળો રસ 'વેસિકલ્સ'માંથી નીકળે છે. અને (૩) પ્રોસ્ટેટ પિંડોમાંથી નીકળતો રસ જે તેજ જેવો દેખાય છે અને કાંઇક ઘટ હોય છે.

### જીવન શક્તિ આપનારો રસ.

વીર્યમાંનાં સ્પર્મેટોઝુઆમાં પ્રોસ્ટેટ પિંડોમાંથી નીકળેલો પ્રવાહી ભળે કે તુરત તેની તેજી અને ગતિ વધી જાય છે. તબીબી વિદ્વાનો એમ જણાવે છે કે, સ્પર્મેટોઝુઆને પ્રોસ્ટેટ ગ્લેન્ડમાંથી નીકળતો રસજ જીવન આપે છે. કેમકે તે રસ ભેળાતાં પહેલાં સ્પર્મેટોઝુઆ મંદ, મુડદાલ સ્થીર હાલતમાં હોય છે. પરંતુ જ્યારે હસ્તદોષ વગેરે કુટેવથી કે કોઇ બીજા કારણે જ્યારે એક પ્રોસ્ટેટ ગ્લેન્ડમાંજ કાંઇ દરદ થાય

ત્યારે સ્પર્મેટાઝુઆને જીવન આપી તેજ બનાવનારો એ કીંમતી રસ સારો કે પુરતા પ્રમાણમાં મળી શકતો નથી એટલે પુરૂષનું વીર્ય નિર્માલ્ય રહે છે.

## જાનવરોના દાખલાથી મળતો ટેકો.

પ્રોસ્ટેટ ગ્લેન્ડમાંથી મળતો એ રસ જીવન શકિત આપનારો હોઇ અમુલ્ય છે એ બીનાને જાનવરોનાં શરીરનું અવલોકન કરવાથી પણ ટેકો મળે છે. જયારે જાનવરોમાં પ્રજોત્પતિની મોસમ આવે છે ત્યારે એમ માલુમ પડયું છે કે તેમનાં શરીરમાંના એ પિંડો તણાઇને મોટા થાય છે અને પ્રજોત્પત્તિની મોસમ પુરી થઇ જાય એટલે પાછાં તે એટલાં તો સંકોચાઇ જાય છે કે બીલકુલ જોઇ પણ શકાતાં નથી.

જાનવર અને મનુષ્યની શરીર પ્રકૃતિમાં ઇશ્વરે જે ફેર રાખેલો છે તેને અનુકુળ થઇને મનુષ્યમાં આ પિંડો અદૃશ્ય થતાં નથી કેમકે જાનવરો માટે પ્રજોત્પત્તિનો અમુકજ સમય નિર્માણ થએલો છે ત્યારે માણસ જાત માટે કોઇ પણ સમય તે માટે અનુકુળજ છે.

## ગર્ભાધાનનો ખરો આધાર.

એ ઉપરથી એટલું તો નિર્વિવાદપણે કબુલ કરવામાં આવે છે કે, સ્પર્મેટાઝુઆને જીવન આપનાર પિંડોમાંથી નીકળતો આ રસ અમુલ્ય છે. સ્ત્રીને ગર્ભાધાન થવાનો આધાર પણ એજ રસ ઉપર રહેલો છે કેમકે મરદ મરદાઇમાં હોય અને પોતાની સ્ત્રીને તેના સર્વ હકોનો ઉપભોગ આપતો હોય જીનાં પિંડો તરફથી મળતો એ રસ કોઇ બીમારીથી તેના શરીરમાં શુદ્ધ કે પુરતો પેદા થતો ના હોય ત્યારે તેના

સ્પર્મેટોઝુઆમાં જીવને તેજી આવે નહિ અર્થાત તે સ્વભાવે જેવું મંદ અને સ્થીર તેવુંજ સુસ્ત રહે અને તેથી તે સ્ત્રીના પ્રસવ માર્ગમાંથી તેના ગર્ભાસ્થાનમાં દાખલ થઇ શકતાં નથી. સંતાન બીજ-(Ovom) સાથે સ્પર્મેટોઝુઆનો સમાગમ થાય ત્યારેજ સ્ત્રી ગર્ભ ધારણ કરી શકે છે પણ પુરૂષના વીર્યમાંનાં સ્પર્મેટોઝુઆ મંદ-મુડદાલ હોવાથી તે સંતાન બીજ સાથે મળે નહિ ત્યારે ગર્ભાધાન થવા પામતું નથી.

## વંધ્યા સ્ત્રીની ગેરસમજ.

કેટલીક વાંઝણી-વંધ્યા સ્ત્રીઓ આ બાબત સમજતી નથી હોતી. વંધ્યા સ્ત્રીઓ સામાન્ય રીતે એવીજ ગેરસમજ ધરાવે છે કે તેમને ગર્ભ ના રહે તેનું કારણ તેમના પોતાના શરીરની કોઇ ખામી-દરદજ હોવું જોઇએ. પુરૂષના વીર્યમાં જોઇતા ત્રણ રસમાંથી કાઇ રસનું ઓછાપણું કે વિકાર હોવાથી ગર્ભ રહેતા નહિ હોય એ વિચાર સ્ત્રીઓને કવચિતજ આવે છે આથી પોતાના શરીરને સુધારવાને તેવી વંધ્યા સ્ત્રી બહુ તલપાપડ થઇ રહે છે. દાયણો, ડાકટરો વૈદો વગેરેની શોધમાંજ તેનું મન લાગ્યું રહે છે અને એવી લાલસામાં તેઓ ઘણાં ઉંટવૈદો કે ધુતારાંઓને હાથે પૈસાથી લુંટાવા ઉપરાંત વિના કારણ પોતાના શરીરની પણ હાથે કરીને ખરાબી કરી મુકે છે

## વિના કારણ સ્ત્રીઓની સતામણી.

એમાં એ જુવાન વંધ્યા સ્ત્રીઓનો દોષ પણ ઓછો હોય છે કેમકે વંધ્યાપણા માટે સ્ત્રીઓનેજ દોષ દેવાનો જનસમાજમાં સામાન્ય રીવાજ થઇ પડયો છે. એક સ્ત્રીને અમુક વખતમાં શ્રીમંત ના આવ્યું તો તેને

સાસરીયાંઓ તરફથી મેણાં ટાણાં આખો દીવસ સંભળાવવામાં આવે છે તેને અપશુકનભરી કહેવામાં આવે છે 'અને જો કુટુંબ પૈસે ટકે સુખી હોય તો, તો, તેનો પતિ બીજી સ્ત્રી સાથે લગ્ન કરે એવી પતિને ભલામણ થવા માંડે છે અને વંધ્યા પત્નીને ધમકી મળે છે. પતિ બીજી સ્ત્રી સાથે લગ્ન કરે તો પોતાનો માન મરતબો ઘટે, પોતાને માથે શોક્યનું વાદળ આવી ઉભું રહે અને પોતાની સુખ સંબંધી સર્વ આશા ધુળ મળી જશે એમ જોતાં, એક વંધ્યા સ્ત્રી એવી રીતે ચિંતાતુર બની જાય તેમાં શું નવાઇ છે ? સૌ કોઇ વંધ્યા રહેવા માટે સ્ત્રીનોજ દોષ કહાડે એટલે તે પણ તેમાં પોતાનાજ શરીરનો કે નશીબનો દોષ હોવાનુ સ્વીકારી લઇ એ દરદ–દોષ દુર કરવામાં ફાંફાં મારે છે. પણ તેનું પરિણામ એ આવે છે કે ખરો દોષ પુરૂષના વીર્યનો હોવાનો અને તેનો ઉપાય કરવાનો તે સ્ત્રીને કે તેના પતિ–પુરૂષને ખ્યાલ પણ આવતો નથી. એટલે કે જે કરવું જરૂરી હોય તે થતું નથી અને કાંઇ ફાયદો થવાનો સંભવજ ના હોય તેવા પ્રયાસો થયાં કરે છે. આ માટે ખાસ સમજવા જેવું છે કે ગર્ભ ધારણ નહિ થવાનાં ઘણાં કારણો છે પણ તેમાં પુરૂષના વીર્યમાં ત્રણે રસ ઉત્તમ પ્રકારના અને પુરતા પ્રમાણમાં ના હોય એજ એક મજબુત કારણ હોવાનો સંભવ છે. આટલા માટે કોઇ દંપતિને પ્રજા પ્રાપ્ત થાય નહિ ત્યારે ખરો માર્ગ એ છે કે દોષ–પ્રજોત્પત્તિ નહિ થવાનું કારણ શું છે–તેમાં દોષ સ્ત્રીના શરીરનો છે કે પુરૂષના શરીરનો તે વિદ્વાન અનુભવી ડોકટરની પાસેથી જાણી લેવું અને પછી જરૂરી ઉપાયો કરવા.

# પ્રકરણ ૧૨ મું.

## પુરૂષ વીર્ય-દવા તરીકે તેનો ઉપયોગ.

પુરૂષનું વીર્ય કેવી ઉમદા ચીજ છે તે એટલા ઉપરથી સ્હેલાઇથી સમજી શકાશે કે ઘણા જુના વખતથી તેનો વિદ્વાનો ઉંડો અભ્યાસ કરતા રહ્યા છે અને સંશોધન કરી તેના ઔષધ તરીકે પણ ઉપયોગ થતો આવ્યો છે.

## પ્રાચીન કાળથી જણાયલા વીર્યના ગુણ.

હેવલોક એલીસ નામનો વિદ્વાન સંશોધક લખે છે કે, "વીર્યમાં અનેક તત્વો" છે. એ તત્વો તેમાંથી છુટાં પાડી શકાય છે. કેટલાંક તત્વો થોડાં વખત ઉપરજ જાણવામાં આવ્યાં છે પણ ખુલ્લી રીતે એમ જણાય છે કે વીર્યમાં રહેલાં કેટલાંક તત્વોની તો જનસમાજને પ્રાચીન કાળથી માહીતી હતી.

## ઓસ્ટ્રેલીઆ અને આફ્રિકામાં વીર્યનો થએલો ઉપયોગ.

જે. હન્ટર નામનો એક વિદ્વાન તબીબ લખે છે કે, "વીર્ય અમુક વખત સુધી મ્હોડામાં રાખવામાં આવે" તો તેમાંથી કેટલોક વખત સુધી તેજાનાઓના જેવો તમતમાટ છુટે છે. બનવાજોગ છે કે આથીજ પહેલાં એ વાત સમજવામાં આવી હોય કે વીર્ય શરીરમાં દાખલ કરવામાં આવે તો તે તેજક દવા તરીકે કામ કરે, ઓસ્ટ્રેલીઆની જંગલી જાતો નિર્બળ અને મરણ પથારીએ પડેલાં માણસોને વીર્યનો ઘુંટડો પાતા હતા. મધ્ય આફ્રિકામાં "બકરાની ગોળીઓને કામોત્તેજક દવા

તરીકે વાપરવામાં આવે છે." એવીજ રીતે પુરૂષના વીર્યનો દવા તરીકે ઉપયોગ કરવાની નોંધો અઢારમી સદીના અનેક ડાકટરોની નોંધ પોથીઓમાંથી મળી આવી છે.

## પુરૂષની ગોળીઓનો કસ.

પુરૂષના વીર્યના ગુણદોષ સમજવા માટે અનેક વિદ્વાનો ૧૯ સદીમાં પ્રયત્ન કરતા હતા પણ સર્વેથી વધુ મહેનત બ્રાઉન સિકવાર્ડે કરી હતી તેણેજ એમ જાહેર કર્યું કે કવખતના ઘડપણ જેવાં દર્દ ઉપર "ગોળીઓનો કસ" (Testicular Juices) બહુ અકસીર ઇલાજ થઇ પડે એ વાત જાહેર થતાંજ તબીબોએ તેવા અર્ક બનાવવાની વિધિ શોધી કહાડી અને પહેલ વહેલી Spermin (સ્પર્મિન) નામની તેવી દવા 'પેહેલ' નામના વિદ્વાને બનાવી.

ટુંકમાં કહીએ તો લોકો એમ માનતા હતા કે વીર્ય પુરૂષના બરડાના કાંઠા (Spinal Cord) માંથી ઉત્પન્ન થાય છે અને તે એક શકિત આપનારી (Tonic) દવા છે અને તેથી હૃદય અને સ્નાયુઓ તાકાતવાન થતાં હોવાથી નિર્બળ માણસોને ઘણી ઉપયોગી થઇ પડે છે.

## વીર્યનો જંત્ર મંત્ર-વશીકરણ તરીકે થએલો ઉપયોગ.

માત્ર દવા તરીકેજ નહિં પણ જંત્ર, મંત્ર, તરીકે પણ તેનો ઉપયોગ ઘણો થતો હતો એમ એજ સૈકાઓની કેટલીક નોંધ પોથીઓ જોવાથી ખાત્રી થાય છે. સ્ત્રીઓ પોતાના ભરથારોને વશ કરવાનાં વશીકરણ તરીકે તેનો એટલો બધો ઉપયોગ કરવા લાગી હતી કે તેમ કરનારી સ્ત્રીઓને સાત વરસની કેદની સજા ફરમાવવાની જરૂર પડી

હતી. એમ હેવલોક એલીસ નામનો વિદ્વાન અભ્યાસી પોતાના પુસ્તકમાં જણાવે છે.

પુરૂષનાં વીર્યનાં મહત્વ વિષે ઘણું લખી શકાય તેમ છે પરંતુ આટલાં ટુંક વર્ણનથી પણ તેનો ખ્યાલ વિચારવંત વાંચકને આવીજ ગયો હશે.

## વીર્યનો સંગ્રહ.

પૂર્વકાળનાં તેમજ હાલના કેટલાક વિદ્વાનો એમ માને છે કે વીર્ય પુરૂષના શરીરમાં લાંબો વખત રહી જવું જોઇએ નહિ. પણ તેમના એ વિચારથી વિરૂદ્ધ પુર્વકાળનાં ઘણા વિદ્વાનો વૈદો અને રૂષિ મુનીઓએ એવા અભિપ્રાય દર્શાવ્યા છે કે વીર્યનો સંગ્રહ જેમ બને તેમ વધુ થવો જોઇએ અને તેથી ફાયદો જ થાય છે. વિદ્વાન તબીબ હૉલર કહે છે કે, વીર્યનો સંગ્રહ થયા પછી તે પાછું લોહીમાં સોસાઇ જાય છે અને તેથી જુવાનીના બહાર તરીકે માણસને દાઢી તેમજ મુછના બાલ ઉગે છે કે જે વાળ હીજડાઓને ઉગતાજ નથી.

## વીર્ય બેમુલ શકિત.

એટલું તો સર્વેએ સ્વીકાર્યું છે કે પુરૂષનું વીર્ય એક બેમુલ વસ્તુ છે. પ્રજોત્પત્તિ માટે તે બેમુલ છે એટલુંજ સમજવું બસ નથી. હંમેશાં યાદ રાખવું કે પુરૂષનું પુરૂષાતન, શુરવીરપણું અને મર્દાનગીનો આધાર વીર્યની ઉત્તમતા અને સંગ્રહ ઉપરજ રહેલો છે. વીર્યવાન પુરૂષ અને નામર્દ હીજડા વચ્ચે ફેર છે તે એ અજબ કરામતભર્યું વીર્યજ દેખાડી આપી શકે છે.

# પ્રકરણ ૧૩ મું.

## જાનવરોનાં અવયવો, શાકભાજી, વનસ્પતિ, તેજાનાના ગુણ અને ચમત્કાર.

કેટલોક વખત થયાં હાલના યુરોપી વિદ્વાનોએ પણ આ બાબત ઉપર ખાસ ધ્યાન આપવા માડયું છે અને તેમણે મગજને લાગુ પડતાં કેટલાંક દરદોના ઔાષધી ઇલાજો માટે (Organotherapy) ઓરગેનો થેરેપી નામની એક નવીજ વૈદક પદ્ધતિ શોધી છે. પણ બારીકીથી અભ્યાસ કરતાં જણાય છે કે, એ પધ્ધતિ નવી નથી પણ તે પુર્વકાળમાં અરબ અને ચીન પ્રજાઓમાં જાણીતી હતી. માત્ર ફેર એટલોજ છે કે પશ્ચીમના વિદ્વાનોએ તેને જુદાજ રૂપે જનસમાજ સમક્ષ રજુ કરી છે.

### અરબ લોકોના લખેલા ગ્રંથો.

પુર્વકાળમાં અરબ લોકોએ આ વિષયના લખેલા અનેક ગ્રંથો મળી આવે છે તે વાંચવાથી જણાય છે કે એ જમાનામાં અનેક જીવ જંતુઓ અને જાનવરોના શરીરના અનેક અવયવો અનુપાન તરીકે જુદી જુદી વસ્તુઓ વાપરીને કેટલાંક દરદોના નિવારણ અર્થે દવા તરીકે ખવરાવવામાં આવતા હતા. એ બાબતમાં અરબી ગ્રંથ "હયાત-અબ-હયવાન" સુપ્રસિદ્ધ છે અને તેનું મહુંમ લેફ્નંટ કરનલ એ. એસ જી. જયકર આઇ. એમ. એ ભાષાંતર પણ કર્યું છે.

### સસલાનું ભેજું જુવાની આપે છે.

"હયાત-અલ-હયવાન"માં એમ જણાવવામાં આવ્યું છે કે, સસલાનું ભેજું રાંધીને મરી સાથે ખવરાવવાથી ધ્રુજારીનો રોગ મટે છે.

વળી જો સસલાનું ભેજું દુધમાં પકાવીને ખાધું હોય તો માણસને કદી ઘડપણ આવતું નથી.

## કોલ્હાંની ગોળીનો અર્ક.

એક પુસ્તકમાં લખ્યું છે કે, કોલ્હાંની ગોળીનો અર્ક કહાડીને ખવરાવવાથી નપુસંકની નપુસંકતાનો નાશ થઇ તે માણસ મરદ બને છે અને જો એજ કોલ્હાંના નર્કને ( Dung ) ગુલાબના તેલમાં મેળવી તે તેલ પુરૂષના ગુપ્તભાગ ઉપર ચોળવાથી તે ભાગ બહુજ બળવાન બને છે.

## ઘુવડની આંખ તથા હૃદયના જાણવા જોગ ચમત્કારો.

એ "હયાત-અલ-હયવાન" માં ઘુવડના અવયવોના ચમત્કાર લખ્યા છે. જો કે તે બાબતનો અનુભવ મેળવવો મુશ્કેલ છે એટલે તેની સત્યતા વિષે આપણે કાંઇ અભિપ્રાય ઉચ્ચારી શકીએ નહિ પણ એ ઉપરથી એટલું તો ચોક્કસ સમજાય છે કે ( Organo-therapy ) એ ચાલુ જમાનાંના યુરોપના શોધકોએજ શોધેલી તદન નવી વિદ્યા નથી-તે પુર્વકાળમાં પણ લોકો જાણતા હતા. પણ તેમણે તેને સુધારી વધારી નવાજ રૂપમાં અને બહુ વીસ્તારથી જન સમાજ સમક્ષ રજુ કરી છે.

એ પુસ્તકમાં ઘુવડની આંખ માટે એમ કહેવામાં આવ્યું છે કે, ઘુવડને મારી નાખવામાં આવે ત્યારે તેની એક આંખ મીંચાઇ જાય છે જ્યારે બીજી આંખ ઉઘાડી રહે છે. એ ઉઘાડી રહેલી આંખ કહાડી લઇ તેને વીંટીમાં રાખવામાં આવે તો તે વીંટી જ્યાં સુધી

પહેરી રાખવામાં આવે ત્યાં સુધી તે માણુસ જાગૃતજ રહે છે. તેને રાતે કે દિવસે ઉંઘ આવતીજ નથી. નિદ્રાવશ સ્ત્રી પોતાના મનની બધી વાત કહે છે.

## બીજો ચમત્કાર.

એજ ગ્રંથમાં એ જણાવવામાં આવ્યું છે કે ઘુવડને મારી નાખી તેનું હૃદય કહાડી લીધું હોય તે કોઇ ઉંઘમાં પડેલી સ્ત્રીના ડાબા હાથમાં મુકવામાં આવે તો તે નિદ્રાવશ સ્ત્રી તેના મનની બધી વાત બોલવા માંડે છે.

## કામવર્ધક માછલીઓ.

કેટલીક જાતની માછલીઓ પણ એવીજ રીતે કામવૃદ્ધિના ગુણ ધરાવતી હોવાનું મનાય છે. કોટલાં અને ભાંગડાંવાળી ઓઇસ્ટર, શેલ વગેરે માછલીઓ ખાસ કામવર્ધક મનાય છે.

## જાનવરોનાં અવયવોમાંથી બનેલી દવાઓ.

ચાલુ જમાનામાં "મેરૂબીન" "વિરોલ" "કોરપોરા લૂટિયા" "સ્પમિન" "ઓકિંડીન" "ટેસ્ટીકયુલીન" વગેરે દવાઓ એજ ઓરગેનો થેરેપીનાં શાસ્ત્ર મુજબ જાનવરોનાં શરીરના અવયવોમાંથી નીપજાવેલી દવાઓ છે.

## ધાતુપુષ્ટ શાકભાજી.

જાનવરોનાં અવયવોની માફકજ જુનાં જમાનાનાં પુસ્તકો જોવાથી પણ જણાય છે કે અનેક પ્રકારની શાકભાજી અને વનસ્પતીઓ પણ ધાતુપુષ્ટ દવાઓ તરીકે એ વખતથી નામીચી થયેલી છે.

## બટેટાને મળેલો મફતનો યશ.

કોઇ વાર એવા પણ દાખલા જણાયા છે કે ભ્રમણાથી કેટલીક વસ્તુઓમાં અજબ ગુણો હોવાનું કલ્પી લેવામાં આવ્યું હોય છે. દાખલા તરીકે ઇંગ્લન્ડમાં જ્યારે બટેટા (Potato) આવ્યાં ત્યારે લોકો એમ કહેતા હતા કે અમેરીકાથી આવેલી એ અજબ વસ્તુ કામોત્તેજક છે. પણ હમેશાં કાંઇ એવી ભુલજ થઇ હોય એમ એવા એક દાખલાથી માની લેવું જોઇતું નથી. કેટલાંએક શાકભાજી અને વનસ્પતિઓમાં ખરેખર તેવા ગુણ મોટા પ્રમાણમાં હોવાનું જણાય છે.

કાંદા-ડુંગળીમાં કામોત્તેજક બનાવવાનો ગુણ છે એ વાત ગ્રીક લોકો પણ જાણતા અને માનતા હતા. અને આ દેશમાં આજે પણ તેમ મનાય છે અને તેનો ઉપયોગ પણ તેવા હેતુથી થાય છે. લસણ પણ શકિતવર્ધક અને કામોત્તેજક છે એમ યુનાની હકીમોએ જુના ગ્રંથોમાં પણ લખેલું છે અને તેના તરેહવાર પાક બનાવવાના નુસખાઓ અજમાવી જોતાં આ લખનારને તેની સચ્ચાઇ વિષે ખાત્રી થઇ છે.

## ધાતુપુષ્ટ તેજાના વનસ્પતિ અને ફળો.

આપણા દેશની વનસ્પતિ અને ફળોમાંથી જે કેટલીક વસ્તુઓ ધાતુપુષ્ટ તરીકે સારી રીતે નામીચી થએલી છે. તેમાં સફેદ મુસલી, કાળી મુસલી, ગોખરૂ, એખરો, સીંગોડાં, કમરકસ, ઝેરકોચલું, કમર કાકડી, દુધીનાં બીજ, કોળાનાં બીજ, બદામનાં મીજ, પીસ્તા, ચારોલી, બહુફળી, તજ, સુંઠ, જાવંત્રી, જાયફળ, કસ્તુરી, અંબર, કેસર વગેરે છે.

# પ્રકરણ ૧૪ મું.

## વીર્યનો વધારો ઘટાડો.

પુરૂષના વીર્યમાં રહેતાં સ્પર્મેઝુટોઆનાં જંતુઓની શારીરીક રચના, શકિત સંબંધ જ્ઞાન ઘણું ઉપયોગી છે.

## સ્પર્મેટોઝુઆ.

'સ્પર્મેટોઝુઆ' જીવન–જંતુ છે. એ જંતુઓ મજબુત બાંધાના કદાવર અને જોરાવર પુરૂષોના શરીરમાં સંખ્યાબંધ અને સશક્ત હોય છે. જ્યારે કમજોર પુરૂષોમાં એ જંતુઓ પણ કમજોર સુરત અને નાના કદનાં જોવામાં આવે છે એટલુંજ નહિં પણ તેની સંખ્યા પણ બહુ થોડી હોય છે. આ જીવન જંતુઓ કેટલાક પુરૂષોના શરીરમાં ધાતુસ્ત્રાવ થયા પછી મોટી સંખ્યામાં પેદા થાય છે. જ્યારે કેટલાકના શરીરમાં તેની ઉત્પત્તિ બહુ ધીમે ધીમે થાય છે. જ્યારે પુરૂષને કાંઇ બીમારી થઇ હોય અને ખાસ કરીને તે બીમારી જ્યારે લાંબા વખતની હોય ત્યારે આ જંતુઓની ઉત્પત્તિ તેમજ શકિત ઘણી ઘટી જાય છે. કેટલીકવાર પુરૂષના વીર્યમાં રહેલાં એ જંતુઓમાંથી કોઇ કોઇ બહુ કદરૂપાં અથવા વિચીત્ર આકારનાં પણ મળી આવે છે જેમકે કોઇ જંતુને બે માથાં હોય, કોઇને બે પુંછડી હોય તો કોઇનું માથું ઘણું ફુલી ગયું હોય.

## વીર્ય પ્રવાહનું પ્રમાણ.

વીર્ય પ્રવાહ કેટલો થાય તેનું કોઇ ચોક્કસ પ્રમાણ તો રહેતું નથી પણ સાધારણ રીતે તંદુરસ્ત જુવાન પુરૂષના શરીરમાંથી વીર્ય

બે ડ્રામ જેટલું વહેવું જોઇએ એમ માનવામાં આવે છે. ઉમ્મર વધતી જાય તેમ તેમ એ પ્રવાહ ઘટતો જાય છે અને છેવટે ઘરડા માણસોના શરીરમાંથી તો માત્ર એક ડ્રામ જેટલુંજ વહે છે.

## વીર્યના પ્રવાહના જથ્થામાં થતી વધઘટ.

પણ કેટલીક વખત તેથી ઉલટુંજ બને છે અને પ્રવાહનો જથ્થો ઘણો વધી જાય છે. આ સ્થીતી નુકશાનકારક હોઇ તેને બીમારી ગણવામાં આવે છે અને તે દર્દનું નામ અંગ્રેજીમાં "પોલીસ્પર્મિયા" રાખેલું છે. ઉલ્ટમેન નામનો તબીબ એવો એક દર્દી જોએલો જણાવે છે કે જેના શરીરમાંથી ૩૫ ગ્રામ જેટલો પ્રવાહ જતો હતો.

'પોલીસ્પર્મિયા' ઘણું કરીને ધ્રુજરી પ્રકૃતિના પુરૂષોને થઇ આવે છે. રહેજમાં ઉશ્કેરાઇ જાય એવા સ્વભાવનાં માણસોનો વીર્ય પ્રવાહ વધી જાય છે પણ તપાસ કરતાં એમ પણ જણાયું છે કે, તેવો મોટા જથામાં પણ સ્પેર્મેટોઝુઆનાં જંતુઓનું પ્રમાણ વધતું હોતું નથી પણ પિંડોમાંથી નીકળતા રસોનું પ્રમાણ ઘટી ગયેલું હોય છે.

એથી ઉલ્ટી રીતે કોઇ વખત વીર્ય પ્રવાહનું પ્રમાણ ઘટી જાય છે તેને 'ઑલિગોસ્પ–સ્પર્મિયા'નું દરદ કહે છે. અતિશય વિલાસ કે વ્યભિચારી માણસોને અથવા બહુજ કમતાકાત કરી નાખે એવાં દરદોથી પીડાતાં માણસોને આ પ્રવાહ ઘટી જાય છે. ઘણું ખરૂં જ્યારે 'પ્રોસ્ટેટ ગ્લેન્ડ'નાં પિંડોમાં કાંઇ ખોડખાંપણ પેદા થાય ત્યારેજ એવી સ્થીતી થાય છે પરંતુ કોઇ વખત બીજાં કારણોથી પણ તેમ

બને છે એટલે તેવી સ્થીતી થતાં તેનું ખરૂં કારણ શોધવા માટે કોઇ વિદ્વાન તબીબની મદદ લેવાની જરૂર છે.

## વીર્ય હીનતા.

એ ઉપરાંત એક વધુ વિચીત્ર દરદ તો એ છે કે, એક પુરૂષ તંદુરસ્ત હોય, કોઇ પણ પ્રકારનાં દુઃખ કે વેદનાની તેને ફરીયાદ કરવાની ના હોય, ગુપ્ત ભાગ પણ કોઇ જાતની ખામી રહિત હોય અને સ્ત્રીને લગ્નના હક પણ ભોગવાવી શકતો હોય છતાં તેની માત્ર એકજ અજબ ફરિયાદ એ હોય છે કે તેને મૈથુન પ્રસંગે ધાતુસ્રાવ થાયજ નહિં.

## વાંઝીયું વીર્ય.

આગલાં પ્રકરણોમાં આપણે સમજી ગયા કે વીર્યમાં ત્રણ વસ્તુઓ છે અને જો સ્પમેંટાઝુઆનાં જંતુઓને પિંડોમાંના રસ ના મળે તો એ જંતુઓ મંદ સુરત રહેવાથી સ્ત્રીના બીજ સ્થાન સુધી જઇ નહિ પહોંચવાથી ગર્ભાધાન થતું નથી પરંતુ તેથી વિશેષ કેટલાક પુરૂષોનાં વીર્યમાં ખુદ એ જંતુઓજ હોતાં નથી. એ વીર્ય તો વાંઝીયુજ કહેવાય કેમ કે ગર્ભધારણ કરાવનારાં જીવન જંતુઓ વીનાનું એ વીર્ય જો કે પુરૂષના શરીરને નુકશાન કરતું નથી પણ પ્રજોત્પત્તિ માટે તો તેવુ વીર્ય કોડીની કીંમતનું પણ ગણાય નહિ એવા મરદથી તે બીજી રીતે પુરતી મરદાઇ ધરાવતો હોવા છતાં સ્ત્રીને સંતાન તો થઇ શકતુંજ નથી. એવાં દંપત્તિઓ પરસ્પર દીલસોજીથી ભાગ્યેજ રહી શકે છે કેમકે પોતાનાં સઘળાં સુખ વૈભવ હોવા છતાં પોતાને સંતાન-વારસ-વંશજ નથી એ વિચારથી તેમનાં દીલમાં હમેશાં દુઃખ થયાં કરે છે.

## કોણ વાંઝીયુ ? સ્ત્રી કે પુરૂષ ?

પુરૂષના વીર્યની ખામીથી સંતાનોત્પતિ થતી અટકે છે એ વિષે લંબાણથી અત્રે સમજાવ્યું છે અને તે વાજબી છે, પણ તેનો અર્થ એવો નથી સમજવાનો કે હમેશાં વાંઝીઆપણા માટે પુરૂષનાં વીર્યનોજ દોષ હોય છે. કેટલીક વાર સ્ત્રીઓના શરીરની કોઇ ખામી કે બીમારી પણ તે માટે કારણભુત હોય એ પણ બને છે. તે માટેજ ડોકટર વીલ્યમ એકટન એક ઠેકાણે લખે છે કે જે પુરૂષથી એક સ્ત્રીને ગર્ભાધાન થયું ના હોય તેજ પુરૂષથી બીજી સ્ત્રીને ગર્ભાધાન થયું હોય છે.

## એક વાંઝીઆ પુરૂષની રસભરી કહાણી

એટલું છતાં એ તો ચોક્કસ છે કે વાંઝીઆપણાં માટે પુરૂષો પણ ઘણીવાર પુરેપુરા જવાબદાર હોય છે એ સંબંધમાં એક પુરૂષની નીચલી કહાણી જાણવાજોગ થઇ પડશે.

એક તંદુરસ્ત અને કદાવર બાંધાનો શખ્સ પોતાને મનપસંદ સ્ત્રીને પરણ્યો. ધણી ધણીઆણી બેઉને સંતાનનો ઘણો શોખ હતો પણ લાંબો વખત જવા છતાં એક પણ સંતાન થયું નહિ. એથી સ્ત્રી મુંઝાવા લાગી અને છેવટે તેનો ધણી તેને અમેરિકાની એક હોસ્પીટલમાં લઇ ગયો. ડોકટરોએ ઘણીક રીતે વહાડકાપ કરી જેથી તે સ્ત્રીને બહુ દુઃખ વેઠવું પડયું. એ બધું દુઃખ વેઠવા છતાં પરિણામે તેને કાંઇ લાભ થયો નહિ અને સાજી થયા પછી લાંબો વખત નીકળી જવા છતાં પણ સંતાન થયુંજ નહિ પછી તો એ ધણીઆ-

ણીની નિરાશાનો પાર રહ્યો નહિ. તે બાદ એક કુશલ તબીબ પાસે તેઓ ગયાં. એ તબીએ તેમની બધી હકીકત સાંભળી તેમને બેઉને તપાસવાની જરૂર સમજાવી. ધણીના વીર્યની તપાસ કરતાં તબીબને માલુમ પડયું કે તેના વીર્યમાં જીવન જંતુઓ હતાંજ નહિ. આનું કારણ જાણવા પુછપરછ કરતાં ધણીએ જણાવ્યું કે તેને પરણુતા પહેલાં કેટલાક વરસો અગાઉ પ્રમેહની સખ્ત બીમારી લાગુ પડી હતી અને તે વખતે તેની ગોળીઓની બેઉ રગો સુંઝી ગઇ હતી. તબીએ તુરતજ તેને કહી દીધું કે, "તમારા વાંઝીઆપણાનું કારણ તમારી સ્ત્રી નહિ પણ તમે પોતેજ છો કેમકે તમારા વીર્યમાં સ્પર્મેટોઝુઆનું એક પણ જીવન જંતુ નથી."

## જીવન જંતુ વિનાનું વીર્ય થવાનાં કારણો.

જીવન જંતુ હોયજ નહિ એવું વીર્ય થઇ જવાનાં કારણો શોધતાં એમ જણાવવામાં આવ્યું છે કે પ્રમેહની બીમારીનાં પરિણામે કે બીજા કોઇ કારણે ગોળીઓમાં સોજો થયો હોય. ગોળીઓમાં પાણી ભરાઇ ગયું હોય, ગોળીઓમાં લોહીની ગાંઠ બંધાઇ ગઇ હોય, ગોળીઓ પેડુની હેઠળની જગામાં અટકી ત્યાંજ રહી ગઇ હોય, અથવા દરદીને પહેલાં ચાંદી સિફિલસ યા વિસ્ફોટકનું દરદ થયું હોય તેનાં પરિણામ તરીકે આ ઉપયોગી જીવન જંતુઓની ઉત્પત્તિ થતીજ બંધ થઇ જાય છે.

## એકસ-રે થી નીપજતું વાંઝીઆપણું.

આ તકે એક બીના વાંચકના ધ્યાન ઉપર ખાસ લાવવા યોગ્ય એ છે કે, સને ૧૯૦૫ માં નામાંકિત અમેરીકન તબીબ એ.



સ્ત્રીઓના શરીરનો બાંધો આવો હોવો જોઇએ.

## પુરૂષની તંદુરસ્ત અને દરદી હાલત.



તંદુરસ્ત હાલત.. દરદી હાલત

ટીલ્ડન બ્રાઉને ખુલ્લા શબ્દોમાં જાહેર કરી જગતને ચોંકાવી દીધું હતું કે, જે 'એકસ–રે' ના આજે અનેક દરદો ઉપર પ્રયોગો થઇ રહ્યા છે તેથી દરદીઓ વાંઝીયાં બને છે. તેણે એટલે સુધી કહ્યું કે માણસ માત્ર "એકસ–રે" વાળાં વાતાવરણમાં હાજર રહે તો પણ અમુક વખત પછી તે વાંઝીઆપણાની સ્થીતી ધારણ કરે છે, તેણે એ અભિપ્રાય જાહેર કરતાં પહેલાં કેટલાંક માણસોને તપાસી જોયાં હતાં. ત્રણ વરસ સુધી એવી 'એકસ–રે'નાં વાતાવરણવાળી જગાએ કામ કરનારાંઓની તપાસ કરતાં તેને માલુમ પડયું હતું કે, ગરમીનું કે બીજું કોઇ હાનિકારક દરદ થયું ના હોય તેવાં માણસોનાં વીર્ય બીલકુલ સ્પર્મેટોઝુઆ (જીવન–જંતુઓ) વિનાનાં બની ગયાં હતાં. એ માણસો બીજી કોઇ રીતે કમજોર થયેલાં જણાતા નહોતા પરંતુ જ્યારે તેમના વીર્ય સુક્ષ્મદર્શક યંત્ર વડે તપાસ્યાં ત્યારે તેમાં એ જીવન જંતુઓ હતાજ નહિં અને કવચિત થોડાં જંતુઓ હોય તો પણ તે નિર્માલ્ય, કદરૂપાં અને એવા તો હાલહવાલ થઇ ગયેલાં હતાં કે કોઇને માથું ન હોય તો કોઇને પુંછડી ન હોય.

## વનસ્પતિ અને જાનવરો ઉપર 'એકસ–રે' ની થતી માઠી અસર.

એ શોધ યથાર્થ હોવાનું માનવાનું વધારે સબળ પ્રમાણ એ મળે છે કે, વનસ્પતિ ઉપર પણ તેવાજ માઠી અસર થાય છે અને બીજ બળહીન બની જાય છે 'એકસ–રે'નાં કિરણોની અસર પામ્યા હોય તેવાં બીજને ઉગતાં ઘણીવાર લાગે છે.

સસલાંઓ ઉપર એ માટે પ્રયોગ કરી જોવામાં આવતાં એજ બીના પુરવાર થઇ કે ધાતુમાંનાં જીવન-જંતુઓ નાશ પામે છે. એટલુંજ નહિ પણ સસલીઓ ઉપર પ્રયોગ કરી જોતાં એવું પણ જોવામાં આવ્યું કે તેમનાં બીજ-સ્થાનનાં સ્વરૂપમાં ભારી ફેરફાર થઇ જાય છે અને તેમાં 'ગ્રેરીયન ફોલિકલ્સ'નો નાશ થાય છે, એ અસર કાયમને માટે રહે છે કે થોડો વખતજ ટકે છે તે હજુ નક્કી થઇ શકયું નથી.

## પ્રમેહ (ગોનોરીઆ)ની અસર કેવી રીતે થાય છે?

પ્રમેહની અસરથી વાંઝીયાપણું કેમ નીપજે છે તે સમજવા સરખી બીના છે. કેમકે કેટલાક માણસોને પ્રમેહ થયા પછી પણ તેમનામાં પ્રજોત્પત્તિ કરવાની શક્તિ કાયમ રહેલી હોવાના દાખલા જોવામાં આવે છે. એનું કારણ સ્પષ્ટ છે, પ્રમેહથી ગોળી ઉપર આવેલી રગોને સોજો લાગુ પડે છે. જો એકજ ગોળીની રગોને એ સોજો લાગુ પડયો હોય તો બીજી ગોળીમાંની ધાતુમાં જીવન-જંતુઓ હોવાથી તે ધાતુદ્વારા સ્ત્રીને ગર્ભ રહે છે પણ જો બેઉ ગોળીની રગોને સોજો થાય તો એ જીવન-જંતુઓ ગોળીમાંથી બહારજ નીકળી શકતાં નથી અર્થાત્ પુરૂષ તેથી પ્રજોત્પત્તિ કરવાને અશકત થઇ જાય છે જેને ડાકટરો 'ગૉનોરિયલ-સ્ટરિલિટી' કહે છે.



# પ્રકરણ ૧૫ મું.

## પુરૂષના વીર્યમાં થતા વિકારો.

પુરૂષના વીર્યમાં થતા વિકારો અનેક પ્રકારના હોય છે. સમુળગી વીર્યની ઉત્પત્તિજ ન થાય અને છતાં તે પુરૂષ બીજી બધી રીતે તંદુરસ્ત હોય અને દરેક રીતની શક્તિ ધરાવનો હોય પણ મૈથુન વખતે તેને વીર્યનો સ્રાવ થતો ન હોય એવી બીમારીનું થોડુંક વિવેચન અગાઉ કરવામાં આવ્યું છે. આ બીમારી જવલેજ જોવામાં આવે છે. પણ તેવાઓની સ્થીતી એવી હોય છે કે, તેમને સ્ત્રી-સંગની ઇચ્છાજ થતી નથી. કદાવર અને મજબુત બાંધાના મરદોની પણ એવી સ્થીતી હોવાના દાખલા જોએલા હોવાનું કેટલાક ડાકટરો જણાવે છે. એને અંગ્રેજીમાં એસ્પમેટિઝમ કહે છે. આવી બીમારી અનેક કારણોથી થાય છે. આ બીમારી કેટલીક વખત કાતીલ-અસાધ્ય હોય છે અને કોઇ રીતે તે દુર થઇ શકતી નથી. જ્યારે કેટલીક વખત તે સહેલાઇથી દુર કરી સુધારી શકાય છે. આ બીમારીનાં કારણ શોધી કહાડવાનું કામ ઘણું કઠણ છે. માટે એવા દરદીઓએ ખાસ અનુભવી ડાકટરોની સલાહ લેવી. એ બીમારી માટે જાહેર ખબરથી વેચાતી દવાઓ, ચાટણો, ગોળીઓ ઉપર બીલકુલ ભરોસો રાખી શકાયજ નહિં.

## લોહીવાળું વીર્ય.

વીર્યમાં બીજો એક વિકાર એ જોવામાં આવે છે કે, વીર્ય લોહીવાળું નીકળે છે. જ્યારે જ્યારે વીર્ય લોહીવાળું નીકળે ત્યારે એમ

માની લેવું નહિ જોઇએ કે વીર્યનેજ કોઇ વિકાર લાગુ પડયો હોય. શરીરના કોઇ બીજા ભાગમાંથી નીકળતું લોહી વીર્યમાં ભળી જતું હોય તેથી પણ વીર્ય લોહીવાળું જણાય એવું બને છે.

ડોકટર એકટન પચાસ વરસની ઉમરના એક દરદીની હકીકત કહેતાં જણાવે છે કે, એ દરદી ઘણો વિલાસી પણ નહોતો. એક દિવસ સહવારે તે પથારીમાંથી તે ઉઠયો ત્યારે તેણે જોયું કે તેનું પહેરણ લોહીથી ખરડાયલું હતું. આથી આશ્ચર્ય પામી તે ડોકટર એકટન પાસે દોડી ગયો અને તેનો પીશાબ તપાસતાં ડોકટરને જણાયું કે તેમાં કશો પણ વિકાર થએલો નહોતો. ડોકટર એકટન પોતાના અનુભવથી એવો અભિપ્રાય દર્શાવે છે કે કાંતો હદપાર ભોગી-વિલાસી હોનાર માણસને એવી બીમારી થાય છે, કાંતો ઉંઘમાં પુરૂષની ગુપ્ત ઇન્દ્રિને કાંઇ ઇજા થવાથી થાય છે અને કાંતો હસ્તદોષથી પણ થાય છે.

## ગર્ભ ધારણ થાય કે નહિં?

આથી એક અગત્યનો સવાલ એ ઉભો થાય છે કે એવા લોહીવાળા વીર્યથી સ્ત્રીને ગર્ભાધાન થઇ શકે કે નહિં. આ બાબતમાં પણ એક સરખો નીયમ જોવામાં આવ્યો નથી. વીર્યમાં લોહી નીકળવાનાં કારણો જુદાં જુદાં જણાયાં છે તેમ તેનાં પરિણામ પણ જુદાં જુદાં જણાયાં છે. ડોકટરોને અનુભવ થયો છે કે જો વીર્યમાં લોહી થોડુંજ મળતું હોય તો તેની ગર્ભ ધારણ કરાવવાની શકિત નાશ પામતી નથી. શારાંશ કે લોહી ઘણું વધારે આવતું હોય ત્યારેજ વીર્યની એ શકિતનો નાશ થાય છે કેટલીક વખત પ્રમેહના રોગથી પીડાતા દરદીઓના વીર્યમાં તેમના જનન-શરીરના અમુક ભાગોમાં

થએલા સોજાઓના કારણે લોહીનો પણ સ્રાવ થાય છે. એ લોહી પણ પ્રમેહના ચેપવાળું હોવાથી વીર્યમાંનાં સ્પર્મેટોઝુઆ–જીવન જંતુઓનો નાશ થઇ ગયો હોય છે એટલે તેવાં વીર્ય જનન શકિત વિનાનાં હોઇ વાંઝીઆપણુંજ પ્રાપ્ત કરાવે છે.

ગમે તે કારણે લોહી વીર્યમાંથી નીકળતું હોય પણ એવી બીમારી વખતે દરદીએ તદન પથારીમાં પડી રહી બહુજ આરામ લેવો જોઇએ. એમ તો ડોકટરો સર્વાનુમતે એક સરખોજ અભિપ્રાય દર્શાવે છે અને વળી એવી પણ ભલામણ કરે છે કે એ દરદીઓએ મસાલાવાળી, તીખી, તમતમાટવાળી કે ખાટી વસ્તુઓ બીલકુલ ખાવી નહિ એટલુંજ નહિં પણ દરદ મટતાં સુધી તેમણે સ્રી–સંગનો પણ ત્યાગ કરવો.

## પરૂવાળું વિર્ય.

વીર્યમાં જેમ લોહી નીકળતું જણાય છે તેમ કેટલીક વાર વીર્ય સાથે પરૂ નીકળતું પણ જણાય છે. ઘણું ખરૂં આ બીમારી સખ્ત પ્રમેહ થઇ આવ્યો હોય ત્યારેજ લાગુ પડે છે, મુત્ર–માર્ગમાં પ્રમેહનો ચેપ લાગુ પડી જાય ત્યારે વીર્યમાં પરૂ ભળી જાય છે. વીર્ય પરૂમાં ભળે ત્યારે સ્પર્મેટોઝુઆનાં જીવન–જંતુ ઉપર તેની એટલી ગંભીર અસર થાય છે, કે કેટલોક વખત તો તેનો સદંતર નાશ થાય છે.

## પ્રમેહ સ્રીઓને પણ થાય.

પ્રમેહનું દરદ માત્ર પુરૂષોનેજ લાગુ પડે એમ નથી. સ્રીને પણ પ્રમેહનું દરદ થાય અને તે તેના સમાગમમાં આવનાર પુરૂષને પણ લાગુ પડે એવું બને છે. પ્રમેહના ચેપથી પુરૂષનું વીર્ય પીળું પાતળું

અને કમજોર થઇ જાય છે તેનો ચોક્કસ ઇલાજ તેનું મુળ કારણ શોધી કહાડવાથીજ થઇ શકે છે.

## પાણી જેવું પાતળું વીર્ય.

બીજી એક બીમારી વીર્યમાં એવી લાગુ પડેલી જોવામાં આવે છે કે વીર્ય પાણી જેવું પાતળું બની જાય છે. એવી બીમારી લાગુ પડે ત્યારે વીર્યસ્રાવનો જથ્થો પણ ઓછો થઇ જાય છે. અને તેમાં જીવન જંતુઓની સંખ્યા પણ બહુ થોડી હોય છે. એટલુંજ નહિ પણ એ જંતુઓ દુર્બળ—મુડદાલ જેવાં હોઇ જનન શક્તિ ખોઇ બેસે છે.

## મોટા જથામાં થતો વીર્ય પ્રવાહ.

બીલકુલ વીર્યસ્રાવ ના થાય એનાથી ઉલટી બીમારી એ થાય છે કે વીર્ય પ્રવાહ મોટા જથામાં થાય છે—અંગ્રેજીમાં એ દરદ "પોલીસ્પરમિયા" નામથી ઓળખાય છે. એવા પણ દાખલા ડોકટરોએ જોયેલા છે કે એકી વખતે પાંચ તોલા જેટલાં વીર્યનો સ્રાવ પણ થઇ જાય છે. આ દરદ ગુપ્તસ્થાનમાં કાંઇક બીમારી થવાથી થાય છે.

## ચિકાશવાળું વિર્ય.

કેટલાંક માણસોનું વીર્ય ઘણું ચીકાશવાળું થઇ જાય છે. 'પ્રોસ્ટેટ ગ્લેન્ડઝ' નામનાં પિંડોનો વીર્યના ગુણ સાથે કેટલો સંબંધ છે તે સંબંધી આગળ ઘણું સમજાવવામાં આવ્યું છે એટલે અત્રે તે વિષે વધારે લખવાની જરૂર નથી. પણ એટલુંજ કહેવું બસ થશે કે જ્યારે એ પિંડોમાં કાંઇ બીગાડ થાય ત્યારે તેમાંથી નીકળતો રસ ઓછો થઇ, તેથી વીર્ય ચીકાશવાળું બની જાય છે. અને તેનું પરિણામ એ આવે

છે કે, જીવન-જંતુઓની ગતી તેથી એટલી ધીમી પડી જાય છે કે તે સ્ત્રીના બીજા સ્થાન સુધી પહોંચી શકતાં નથી એટલે સ્ત્રી ગર્ભ ધારણ કરતી નથી.

## અફીણની મહોકાણ.

એ ઉપરાંત એક વાત અત્રે ખાસ જણાવવી જરૂરી છે કે વાંઝીયા બનાવવાની અફીણમાં અજબ શકિત સમાયલી છે. અફીણ ખાનારાં માણસોનાં વીર્યની તપાસ કરતાં એમ સ્પષ્ટ માલુમ પડયું છે કે ગર્ભાધાન થવા માટે સ્પર્મેટોઝુઆનાં જે જીવન-જંતુઓની હયાતી આવશ્યક છે તે તેમાં હોતાંજ નથી અને કદાચ હોય તો દુર્બળ હોય છે એટલે સ્વાભાવિક છે કે અફીણીઆઓ બીજી બધી રીતે મરદીમાં હોવા છતાં વાંઝીઆજ રહે છે.

## દરદ મટવાનો સંભવ.

આવી રીતે વીર્યમાં થતા ઘટાડાની બીમારીઓ અતિશય સ્ત્રી-સંગથી લાગુ પડે છે. વીસ્ફોટક પ્રમેહ કે ક્ષયનાં જેવાં દરદીઓમાં ખાસ કરીને વીર્યનો ઘટાડો થઇ જાય છે પણ ક્ષયના દરદીના સંબંધમાં તેની એ બીમારી સુધારી શકાય એવો સંભવ હોતો નથી, જ્યારે બીજા કારણોથી થયેલી આવી બીમારી કુશળ તબીબ સુધારી શકે છે અને તે સુધારવા માટે દરદીએ જે એક બીના ખાસ ધ્યાનમાં રાખવી છે તે એ કે તબીબ સુચવે તેટલો વખત સ્ત્રી-સંગ ડોકટરની સુચના મુજબ ઓછો કરવો અથવા બીલકુલ બંધ કરવો.

# પ્રકરણ ૧૬ મું.



## વાંઝીયાપણાનું ખાસ કારણ.

સ્પમેટોઝુઆનાં જીવન-જંતુઓ ગર્ભાધાન થવામાં મુળ આધાર રૂપ હોવાથી પુરૂષનાં વીર્યમાં તે સારા જથામાં અને સારી હાલતમાં હોવાંજ જોઇએ એટલું તો વાંચક સમજી શક્યા હશે. બીજાં દરદો લાગુ પડવાથી વાંઝીઆપણું ભોગવવા વખત આવે અને ના પણ આવે પરંતુ જો એ જીવન-જંતુઓ વીર્યમાં ના હોય તો તો તે પૂરૂષ વાંઝીઓ રહે એ વાત નિર્વિવાદ સિદ્ધ થએલી છે.

આ જીવન-જંતુઓની વૃદ્ધિ અમુક દિવસો કે માસોમાં ઓછા વધતા પ્રમાણમાં થાય છે એમ અભ્યાસીઓ અનુભવથી કહે છે.

## વૃદ્ધ પુરૂષનાં વિર્યનો ચમત્કાર.

સાઠ વરસની ઉમરનો એક પરણેલો માણસ કુદરતનો અભ્યાસ કરવાને બહુ શોખીન હતો તેને "કૅસ્પર" નામના વિદ્વાન તબીબે આ વિષયમાં રસ લેતો કર્યો હતો તેથી તે માણસ અને કેસ્પર પોતે સુક્ષ્મદર્શક યંત્રની મદદથી વીર્ય અને જીવન-જંતુઓ સંબંધી અનેક રીતે તપાસ કરતા હતા. સ્ત્રી-સંગ કર્યા પછીનાં એજ માણસનાં વીર્યને પણ તેમણે ઘણી વખત તપાસી જોયું હતું. તેના સંબંધમાં કેસ્પર કહે છે કે, એ તપાસ દરમ્યાન જુદી જુદી સ્થીતી અમારા જોવામાં આવી હતી. સ્ત્રી-સંગ થયા પછી ત્રીજે દિવસે નાનાં જીવન-જંતુઓ સંખ્યાબંધ જોવામાં આવ્યાં. પાછો સ્ત્રીસંગ કરવામાં

આવ્યો અને તે પછી ચોથા દિવસે તપાસ કરી ત્યારે જીવજંતુઓ નાનાં અને થોડાં નજરે પડયાં. વળી એજ દીવસનાં આંતરે તપાસ કરી ત્યારે એક વખત જીવન-જંતુ નજરે પડયું નહિ. બીજી વખત પાંચ દિવસને આંતરે સ્રીસંગ થયો અને વીર્યને તપાસી જોયું ત્યારે જીવન જંતુઓની ઘણી મોટી સંખ્યા જોવામાં આવી. વળી બીજી એક વખત છ દિવસના આંતરાનું પરિણામ એ જણાયું હતું કે જીવન-જંતુની સંખ્યા મોટી હતી અને તે કદમાં મોટાં હતાં.

ડોકટર કૅસ્પરની જણાવેલી હકીકત સૌ કોઇને ઉપયોગી થઇ પડે તેવી નથી પણ કોઇને તે ખાસ મનન કરવા જેવી પણ જણાશે એટલે અમે લગભગ તે તબીબના પોતાનાજ શબ્દોમાં જણાવી છે.



# પ્રકરણ ૧૭ મું.



## ગોળી અને તેની રગોને થતા સોજા.

ગોળીઓ અથવા તેની રગોમાં સોજા થવાથી વીર્યની શુદ્ધિ અને શક્તિ ઉપર માઠી અસર થાય છે એમ પહેલાં જણાવ્યું છે પણ તે બાબત એટલી અગત્યની છે કે, તેના સંબંધમાં આ પ્રકરણમાં કેટલુંક વીવેચન જરા વિસ્તારથી કરીશું. ગોળીઓને જે સોજો લાગુ પડે તેને અંગ્રેજીમાં 'ઓરકાઇટીસ' કહેવામાં આવે છે અને ગોળીઓની રગોને સોજા થયા હોય તેને ' એપીડીડીમાઇટીસ ' કહેવાય છે. રગો પણ ઘણી છે અને તે દરેક રગના સોજાનાં જુદાં જુદાં નામો પણ છે તે સઘળાં અત્રે જણાવવાની જરૂર નથી કેમકે આ પુસ્તકના વાંચકને એટલી બારીક વિગત જણાવવી જરૂરી થઇ પડે નહિં કારણ કે એટલું બારીક મનન તો કોઇ વૈદ કે તબીબજ સમજી શકે.

## રગોના સોજાના બે પ્રકાર.

રગોને લાગુ પડતા સોજા બે પ્રકારના હોય છે. એક સાદો સોજો અને બીજો વીસ્ફોટક કે પ્રમેહનું દરદ થવાથી લાગુ પડતો સોજો. વીસ્ફોટક કે પ્રમેહનું દરદ થવાથી થયેલા સોજા દરદીની જીંદગીની ભારે ખરાબી કરે છે જ્યારે સાદા સોજા એટલા બધા ધાસ્તી ભરેલા ગણાય નહિ, કારણ કે તે સ્હેલાઇથી મટાડી શકાય છે. સાદા સોજા તો જો બેઉ ગોળીઓની રગોને થઇ આવ્યા હોય તોજ વાંઝીયાપણું

નીપજાવી શકે છે પણ જો એક ગોળીની રગને સોજા થયા હોય તો તેનું ખરાબ પરિણામ બનતા સુધી નીપજતું નથી.

## પ્રમેહથી થએલા સોજા.

આપેલાં ચિત્રો જોવાથી રગોને સોજા કેવી રીતે લાગુ પડે છે તે સારી રીતે સમજી શકાશે. જ્યારે "એપીડીડીમાઇટીસ" એટલે કે રગોને સોજા થાય ત્યારે દરદી દુખાવો થવાની બુમ મારે છે. એવી હાલતમાં હાથથી તપાસી જોતાં પણ જણાય છે કે ગોળીની રગો ફુલીને બમણી ત્રણ ગણી મોટી થઇ ગએલી હોય છે અને જરા દાબી જોવામાં આવે તો સખ્ત દુખાવો થાય છે. એ સોજા ઘણા સખત હોય તો તેથી દરદીને ૧૦૦ થી ૧૦૩ ડીગ્રી જેટલો તાવ પણ ચડી આવે છે.

## વીર્યની ઉત્પત્તિ કયાં થાય છે?

ચીત્રમાં જોતાં જે જુદાં જુદાં ઝુમખાંઓ દેખાય છે તેની અંદર વીર્યની ઉત્પત્તિ થાય છે. એ દરેક ઝુમખામાં બારીક નળીઓ રહેલી છે અને એ નળીઓમાંથી અમુક રસ્તે થઇને વીર્ય આગળ વહી બહાર નીકળે છે. જ્યારે ગોળીમાં સોજા ચડે ત્યારે એ બધી રચનાનું રૂપ બદલાઇ જાય છે પણ ચાંપતા ઇલાજ લેવાથી આ સોજા ઉતરી જાય છે.

બાજુના ચિત્રમાં ગોળીનાં બે ચિત્રો આપેલાં છે તેમાં એક તદન સારી હાલતની ગોળી કેવી હોય તે દેખાડે છે જ્યારે બીજી ગોળી બીલકુલ બગડેલી હાલતમાં કેવી હોય તેનો ચિતાર આપે છે.

ગોળીની એવી ખરાબ સ્થીતી થઇ જાય ત્યારે રગોને સોજા લાગુ પડી ગએલા હોવાથી વીર્યને બહાર નીકળવાના માર્ગો બંધ થઇ જાય છે. એટલે વીર્યસ્રાવ થતો અટકી પડે છે અને તે છતાં અજબ જેવું તો એ છે કે, દરદીની વિષયવાસના જરા પણ ઓછી થતી નથી.

## ગોળીને સોજા થવાનાં કારણ.

ગોળીને તેમજ તેની રગોને સોજા ઘણાં એક કારણોથી થઇ આવે છે, બહુ વધારે પડતી મહેનત કરવાથી કે ગોળીવાળા ભાગ ઉપર માર લાગવાથી કે કાંઇ ઇજા થવાથી સોજા ચડે છે. મુત્ર માર્ગમાં 'કંથીટર' કે કાંઇ હથીઆર મુકવું પડયું હોય તો પણ સોજો ચડે છે. કાનમાં થતાં દરદના પરિણામે પણ આ ભાગ ઉપર સોજા ચડે છે. કોઇવાર ટાઇફોઇડ, મેલેરીઆ જેવા તાવોથી પણ ગોળીમાં સોજા ચડે છે.

## સોજા હોવાની નીશાની.

ગોળી ઉપર કે ગોળીઓની રગો ઉપર સોજા થયલા હોવાની નીશાનીઓ એ જણાઇ છે કે, સખ્ત દુખાવો થતો હોય, સુજેલા ભાગ તતડી આવતાં હોય, તેના રૂપ આકારમાંજ ફેરફાર થઇ ગયો હોય જો દરદીને તાવ ચડી આવતો હોય તો તે એ સોજા વધારે સખ્ત હોવાની નિશાની છે અને એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે ચાંપતાં ઇલાજ લઇ એ સોજા જલ્દી ઉતારવામાં ના આવે તો પરિણામે ગોળીઓ પાકવા માંડે છે.

## સોજાના ઇલાજ અને સારવાર.

ગોળીમાં કે રગોમાં સોજો ચડે ત્યારે તેના દુખાવાની વેદના એટલી સખ્ત હોય છે કે દરદી તે સહન કરી શકતો નથી. આથી તે સોજો ઉતરી જાય તે દરમ્યાન તેને બને તેટલી રાહત મળે તેવી રીતે સારવાર થવાની બહુજ જરૂર છે.

## સુવાડવાની હીકમત.

આટલા માટે દરદીને સુવાડવામાં પણ જરા હીકમત વાપરવી પડે છે. એવા દરદીને સુવાડીને ધીમે ધીમે નીચેથી તેની ગોળીઓને ટેકો આપવો તે એવી રીતે કે તે ઉંચી રહે અને તેને ઝોકા લાગે નહિ. એમ કરવાથી દરદ હોવા છતાં દરદીને તેની વેદના ઓછી થાય છે અને એ રીતે આરામ મળવાથી તેનામાં નબળાઇ ઘણી વધી જતી નથી.

## પોટીસ.

ગોળી ઉપર અળસીના આટાની ગરમ પોટીસ મુકવા માંડવી. પોટીસ લગભગ અર્ધા ઇંચ જેટલી જાડી રાખવી અને તે એવી રીતે મુકવી અથવા બાંધવી કે તે આખી ગોળીને તેમજ તેની ઉપરની રગોને લાગે. પોટીસ ઉપર વળી પાતળી ફ્લેનલનું કપડું બાંધી શકાય તો પોટીસ જલ્દી ઠંડી પડી જશે નહિ અને તે દર ત્રણ ચાર કલાકે પોટીસ બદલાવવામાં આવે તો પણ બસ થશે દુખાવો ઘણોજ થતો હોય તો પોટીસમાં જરા અફીણનું ટીંકચર છાંટવું.

## બરફ મુકવાથી થતો લાભ અને ગેરલાભ.

કેટલાક ડોકટરો આવા પ્રસંગે આઇસ-બરફ મુકવાની ભલામણ કરે છે. બરફથી ચડેલ સોજો ઉતરી જવાનો લાભ થાય છે એ વાત ખરી છે પણ દરદીની સારવાર કરનારે બરફ મુકયા પછી બહુ સાવધ રહેવાની જરૂર છે કેમકે જો બરફ ઘણો વખત ચાલુ રહે તો સોજો ઉતરી જાય પણ બીજી કેટલીક નવી બીમારી લાગુ પડી જાય છે.

## બેલેડોનાનો મલમ.

દુખાવો ઘણો સખ્ત હોય તો બીજો એક ઇલાજ એ છે કે, દવા વેચનારા વેપારીને ત્યાં બેલેડોનાનો મલમ તૈયાર મળે છે. તે દરદની ગોળી ઉપર ધીમા હાથે લગાડી તેના ઉપર રૂ લપેટી તે સંભાળથી બાંધી લેવું.

ઉપચારો ચાલુ હોય તે દરમ્યાન પણ બનતાં સુધી દરદી જો હીલચાલ કર્યા વિના પોતાની પીઠ ઉપરજ સુઇ રહે તો તેને ઘણો આરામ મળે છે. ઉપર જે ઘરગતુ ઉપચારો જણાવ્યા છે તે પણ તાત્કાલીક ઉપાય લઇ શકાય તે માટે જણાવ્યા છે. પણ વધારે સારૂં તો એજ છે કે દરદીને તરતજ કુશળ વૈદ ડોકટરની સારવાર નીચે મુકવો. દરદીએ વૈદ ડોકટરને પોતાનો પ્રમેહ, વિસ્ફોટક-સિફીલસ કે, જે કાંઇ દરદ થયું હોય- તે ખુલી રીતે વીગતવાર સમજાવવાની ખાસ જરૂર છે, તેમ કરવાથીજ તેને જલ્દી આરામ થઇ શકે છે. જો શરમમાં રહી એવી હકીકત છુપાવવામાં આવે તો તેથી તેનેજ હેરાન થવું પડે છે અને નુકશાન થાય છે.

# પ્રકરણ ૧૮ મું.

## કોણે કોણે લગ્ન કરવું ?

અત્યાર સુધીમાં જે દુઃખ દરદો જણાવ્યાં તેથી જો સ્ત્રી પુરૂષો એવો નિશ્ચય કરે કે લગ્ન કરવા કરતાં જીંદગી કુંવારીજ ગાળવી એ વધારે સારૂં છે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇજ નથી. પરંતુ આપણે તેમને એટલું તો જરૂર કહીશું કે એવો નિશ્ચય કરવાની ખરી રીતે બીલકુલ જરૂર નથી. જે બીમારીઓના ભયથી સંસાર વ્યવહાર એટલો બીહામણો લાગે છે તે ખરી રીતે તેવો નથી. જો આરોગ્ય શાસ્ત્રના નીયમ પ્રમાણે વર્તવામાં આવે, વહેવારમાં મિતાહારીપણું, જાળવવામાં આવે તો લગ્નના પરિણામે પસ્તાવાનો સમય આવેજ નહિ. માત્ર સંભાળ એ રાખવાની છે કે લગ્ન કરવાની ખોટી ઉલટ અને ઉતાવળમાં મગજના તોર અને આવેશી લાગણીઓને વશ થઇ જવું નહિ કે સુંદર સ્વરૂપ અથવા બોલવા ચાલવાની આકર્ષક ઢપ છપ ઉપર મોહી જવું નહિ. ડોકટર કૅલોગ તે માટે વ્યાજબી રીતે ચેતવણી આપતાં કહે છે કે, કુદકો મારતા પહેલાં વિચાર કરજો, ચારે બાજુ સભાળથી જોઇનેજ મારજો. અંધારામાં કુદકો મારવામાં ભારી ભય સમાયલો છે; માટે ખુબસુરત ચ્હેરો જોઇને કે બોલવા ચાલવાની ચપળતા અને તનમનાટ જોઇને અંજાઇ જશો નહિં. જેના સાથે લગ્ન કરો તેના બાહ્યાચાર ઉપર ધ્યાન ના આપશો પણ વિનય, સાદાઇ, સહૃદયતા, નીતિ–અંતઃકરણ અને મનના સદ્‌ગુણો ઉપર

ધ્યાન આપજો તેનાજ આધારે તે માણસ સાથે લગ્ન કરવું કે નહિ તે નક્કી કરજો.

ડૉકટર કૅલોગની એટલી સુચના ધ્યાનમાં રાખવામાં આવે તો નીતિ રીતિ સંબંધી પરિક્ષા બસ છે એટલે હવે તે વિષે વધારે વીસ્તાર નહિં કરતાં હવે જીંદગીની જાળવણી, સલામતી અને સુખને માટે ધ્યાનમાં રાખવા જેવી વૈદક-આરોગ્યશાસ્ત્ર સંબંધી કેટલીક સુચનાઓ અત્રે રજુ કરીશું.

## ચેપી તેમજ ઓધે ઉતરતાં દરદો કયા કયા છે?

વૃદ્ધ માણસો એમ કહે છે કે દીવસે દીવસે દુનીઆમાં દરદો પણ નવાં નવાં પેદા થતાં જાય છે અને તે વાત ખરી છે એમ છેલ્લી એક બે સદીની તવારીખ તપાસવાથી ખાત્રી થાય છે. દિન પરદિન માણસ જાતની ઓલાદ નીબંળ થતી જાય છે અને તેમનાં આયુષ્ય પણ ટુકાં થતાં જાય છે. આજથી પચાસ પંચોતેર વરસ પહેલાં સામાન્ય રીતે માણસ જે ઉમ્મરે મરણ પામતાં હતાં તે કરતાં આજે મરણનો સમય વહેલો આવતો જોવામાં આવે છે. એ રીતે પ્રજાનાં આયુષ્ય ટુંકાં થવા માંડે એ બીના બહુજ ભયંકર ગણાય. તેમ થવાનાં કારણો પણ તેવાંજ ગંભીર હોવાં જોઇએ એ ચોક્કસ સમજવું. આયુષ્ય ઘટવાનું કારણ માત્ર એકજ હોઇ શકે તે એજ કે આજકાલ જે લગ્નો થાય છે તે ઘણી વખત ભયંકર રોગોથી પીડાતા સ્ત્રી પુરૂષો વચ્ચે થયેલાં હોય છે. રોગીષ્ટ મા-બાપોની ઓલાદ પણ રોગીષ્ટ હોવાથી તેમનાં આયુષ્ય ટુંકા થતાં જાય એ સ્વાભાવિકજ છે કેમકે એવાં સંખ્યાબંધ દરદો છે કે જે પહેડી ઉતાર-વંશ પરંપરા ઓધે ઉતરતાં હોવાનું




પુરૂષની તંદુરસ્ત હાલતમાં સ્પર્મેટોઝુઆના જીવન જંતુઓ
શરીરમાં કેવા હોય છે.



Fig. IV.



Fig. V.

ગર્ભસ્થાનમાં સ્પર્મેટોઝુઆનાં જીવન જંતુઓનો સંતાન બીજ સાથે
કેવી રીતે મેળાપ થાય છે.

વૈદકીય તપાસના આધારે પુરવાર થયું છે. ક્ષય, સિફિલિસ અર્થાત વિસ્ફોટક, નાસુર, રકતપિત્ત, ફીફરૂં, જ્ઞાનતંતુનાં દરદો, દીવાનાપણું, દારૂડીઆપણું વગેરે દરદો એવાં ઓધે ઉતરતાં દરદો તરીકે સિદ્ધ થયાં છે.

## માણસ જાતની ખુવારી કરનારાં ખરેખરા ત્રણ દર્દો.

દરેક લગ્ન કરનારે ઓછામાં ઓછું એટલું તો ખાસ ધ્યાનમાં રાખવું કે દારૂડીઆપણું, વિસ્ફોટક અને ક્ષયની બીમારી ભોગવનાર માણસે લગ્ન કરવું જોઈએજ નહિં.

## દારૂડીઆપણાથી શું બને?

દારૂના વ્યસનનાં પરિણામ કેવાં ભયંકર આવે છે તેનો ખરો ખ્યાલ તો જેણે "ડીલીરીયસ ત્રેમન્સ" નામનાં રોગથી પીડાતાં માણસોની હાલત નજરો નજર જોઇ હોય તેનેજ આવી શકે. દારૂ પીવાની બાપની લતનો વારસો છોકરાંઓને તેઓ માતાના ગર્ભસ્થાનમાં હોય ત્યારથીજ મળે છે.

દારૂડીઆ બાપનાં છોકરાંઓની સ્થીતી જોઇએ તો ખરેજ તે દયા ઉપજાવે તેવી હોય છે. એ બાળકો મોટે ભાગે ફીફરૂં અથવા ક્ષયથી પીડાતાં હોય વહેલાં મરણ પામે છે અને જો તેઓ વધુ જીંદગી ભોગવે તો તેઓ દારૂડીઆ અને કરપીણુ કામો કરનારાં માણસો નીવડે છે, એમ ડોકટર બ્લોશ લખે છે.

## કુંવારી છોકરીઓને લાગેલો દારૂનો લત.

વળી જે માતાને દારૂનો લત લાગેલો હોય તેનાં બાળકોની તો તેથી પણ વધારે દુર્દશા થાય છે એવી સ્ત્રીનાં તો લગ્નજ કરવા

નહિં જોઇએ. દારૂના લતમાં પડેલી સ્ત્રી પોતાનાં બાળકની સંભાળ લેઇ શકતી નથી. દારૂના લતવાળી માતાએ પોતાની બાળક દીકરીનું ખુન કરવાના દાખલા પણ નોંધાયલા છે.

## સિફિલિસ-વિસ્ફોટકનાં દર્દનું કમકમાટીભર્યું વર્ણન.

વિસ્ફોટક યાને સિફીલીસ એક ઘાતકી જીવલેણ દરદ છે ખરી રીતે તો આવા દરદવાળા સ્ત્રી કે પુરૂષે લગ્ન કરવાંજ નહિ જોઇએ. શરૂઆતમાં આ દરદ નજીવા સરખું લાગે છે કેમકે પહેલાં તો માત્ર એક નાનું સરખું ચાંદુંજ શરીર ઉપર પડેલું જણાય છે પણ પછીથી તે જખમનો વિસ્તાર વધવા માંડે છે અને તેનું ઝેર આખા શરીરમાં ફેલાઇ જાય છે. પછી તો એ દરદ જુદા જુદા રૂપે શરીરના જુદા જુદા ભાગોમાં દેખાવ દેવા માંડે છે અને આખરે તે એક ભારે ત્રાસદાયક દરદ થઇ પડે છે. પછી દરદીના પસ્તાવાનો પારજ રહેતો નથી. કેમકે દરદીની જીભ બગડવા માંડે છે, માથાની ખોપરીનાં હાડકાં ખવાવા માંડે છે અને કેટલીક વખત તો ભેજાંની અંદર પણ એ સડો લાગુ પડે છે. જે એક નાનું ચાંદુ શરૂમાં થયું હતું તેવાં તો સંખ્યાબંધ ચાંદાઓ આખા શરીર ઉપર ફુટી નીકળે છે. તેનું નાક ફુલી જાય છે, હોઠ સુજી જાય છે, આંખો સુજીને લાલચોળ થઇ ફુગી આવે છે અને ત્રાહે ત્રાહે પોકારી જીંદગીનો અંત આવે ત્યારેજ તેનો છુટકો થાય છે.

## સિફિલિસના દર્દીઓએ લગ્ન કરવાં ?

કેટલાક તબીબો એમ કહે છે કે એ દરદની અસર નરમ પડયા પછી બે ત્રણ વરસે લગ્ન કરવામાં આવે તો વાંધો નથી પણ સંખ્યાબંધ

તબીબો એ વીચાર સાથે મળતા થતા નથી અને એવોજ અભિપ્રાય દર્શાવે છે કે એમણે લગ્ન કરવાં એ બહુ જોખમ ભરેલું છે. કારણ કે તેઓ એમ કહે છે કે એ દરદ ત્રણ તો શું પણ ત્રીશ વરસ પછી પણ શરીરમાંથી નિમુંળ કરી શકાતું નથી અને એક વખત તેનું જોર નરમ પડેલું જણાય છતાં પણ પાછું નવેસરથી અને નવા રૂપમાં તે ક્યારે ઉભરી આવે તે કહી શકાતું નથી.

## જીવલેણ જાલીમ ક્ષય.

વિદ્વાન તબીબો ક્ષયનાં દરદીઓને પણ લગ્ન કરવાની મના કરે છે.

## જન્મથી કુદરતી ખોડવાળાં માણસોએ લગ્ન કરવાં?

જે માણસોને જન્મથીજ ખોડ ખાંપણ હોય-દાખલા તરીકે જેઓ જન્મથીજ આંધળાં, બહેરાં, વગેરે હોય તેમનાં સંબંધમાં પણ એમ માનવામાં આવે છે કે એ ખોડખાંપણ ઓધે ઉતરે છે.

## અઘોર કર્મ કરનારાંએ પરણવું નહિં.

અઘોર કર્મ કરનારા પાપી ગુન્હેગાર વર્ગનાં માણસોના સંબંધમાં વિદ્વાનોએ બારીક અવલોકન કરીને એવો મત દર્શાવ્યો છે કે તેમની માનસીક વલણ-ખાસીયત તેમનાં બાળકોમાં ઓધે ઉતરે છે અને તેથીજ એવાં માણુસોની સંખ્યા દુનિઆમાં દિવસે દિવસે વધતી જાય છે. એવાં માણુસો પોતાનાં બાળકોને લુચ્ચાઇ બદમાશી, સંતાવા, છુપાવાની પ્રકૃતિ વારસામાં સોંપે છે અર્થાત એ બાળક જનમથીજ જેલજાત્રાએ જવાનો પરવાનો લેઇને જન્મે છે.

## લગ્ન બાબતમાં એક રાજાનો અદ્દભુત હુકમ

એક સ્પારટન રાજાએ એવો હુકમ બહાર પાડયો હતો કે જે કોઇ પુરૂષ શરીરના બાંધામાં કે દેખાવમાં પોતાના કરતાં ઉતરતા પ્રકારની હોય તેવી સ્ત્રી સાથે લગ્ન કરે તેણે રાજ્યને મોટી રકમનો દંડ ભરવો.

## નુકશાન કરનારા લગ્ન.

સામાન્ય રીતે લગ્નની ગાંઠથી જોડાતાં પહેલાં એ ધ્યાનમાં રાખવું કે, સ્ત્રી કરતાં પુરૂષ બે પાંચ વરસે મોટો હોવો જોઇએ. પોતાના કરતાં ઘણી વધારે ઉમરવાળા પુરૂષ સાથે લગન કરવાં એ પણ ઇચ્છવા યોગ્ય નથી કેમકે એવા લગ્ન પણ "કજોડા" જ કહી શકાય અને તેનાં પરિણામ પણ હદબહાર નુકશાનકારકજ નીવડે છે.

## ગોરી અને કાળી પ્રજા વચ્ચેનાં લગન કેવા નીવડયા.

બે જુદા ધર્મવાળાં કે જુદી જ્ઞાતિ–કોમ વાળાંઓએ કદી પણ એક બીજા સાથે પરણવું નહિ જોઇએ. ગોરી અને કાળી પ્રજા વચ્ચે થયેલાં લગ્નો સુખી નીવડયાં હોય એમ માલુમ પડયું નથી, તેમનાથી પેદા થતાં બાળકોને પણ તેથી ઘણું વેઠવું પડે છે. વળી એવાં બાળકોનાં આયુષ્ય પણ ટુંકા હોય છે. એમ વિદ્વાનોએ બારીક અભ્યાસથી સાબીત કર્યું છે.

## ગુજરાનના સાધન ધરાવનારેજ પરણવું.

કેટલીક કોમોમાં એવા પણ દાખલા જોવામાં આવે છે કે, પોતે ગુજરાન ચલાવવાને અશક્ત હોય પણ પરણેતર પાસે જે દોલત હશે

તેનાથી ગુજરાન ચલાવી શકાશે એવી ગણત્રી કરી કોઇ પૈસાદાર છોકરી મળી આવે તો તેની સાથે લગ્ન કરવા તૈયાર થઇ જાય છે. પણ તેમણે ધ્યાનમાં રાખવું કે ગુજરાનનું સાધન નહિ ધરાવનાર પુરૂષોને જે સ્ત્રી પરણવા તૈયાર થઇ હોય તે કાં તો કાંઇ ખોડખાંપણવાળી હોય અગર કોઇ કારણસર તેનો કોઇ પુરૂષ સ્વીકાર કરતો ન હોય અને કદાચ કુંવારી માતા બની ગયેલી હોય એવો કોઇ પ્રકારનો ફાંસો ગળામાં આવી પડવાની એવા દાખલાઓમાં પુરી ધાસ્તી સમાયલી હોય છે. અને તેવા લગ્નો કોઇ કાળે પણ સુખી નીવડે એવી આશા રાખી શકાય નહિં.

## કન્યાઓએ વર કેવો પસંદ કરવો?

પરણનાર સ્ત્રીએ પોતાના ભાવી ભરથારની કસોટી કરતાં નીચલી બાબતો બરાબર ધ્યાનમાં રાખવી:-

(૧) જે પુરૂષ પોતાના ધર્મ માટે બેદરકાર હોય.

(૨) જે જીંદગીની જોખમદારી સમજી શકતો ન હોય.

(૩) જે જરા જરામાં ગલીચ ગાળોનો ઉપયોગ કરતો હોય.

(૪) જેને દારૂનું વ્યસન હોય.

(૫) જેને તંબાકુનું વ્યસન હોય.

(૬) જેને ઘોડાની શરત અથવા બીજો કોઇ પ્રકારનો જુગાર રમવાનો શોખ હોય.

(૭) જે થોડો ઘણો પણ અક્કડબાજ, હોય.

(૮) જે આળસુ અથવા વગર કામે ભટકવાને ટેવાઇ ગયલો હોય.

(૯) જે શેખચલ્લીની માફક હવાઇ વિચારો બાંધનારો હોય.

(૧૦) જેને સટ્ટો રમવાનો શોખ હોય.

(૧૧) જેને ખાવા પીવાનો ઘણો શોખ હોય.

(૧૨) જે વ્યભિચારી–કુછંદી હોય, એવા પુરૂષ સાથે કદી પણ લગ્ન કરવુંજ નહિ કેમકે જેને ઇશ્વર પ્રત્યે પ્રેમ ના હોય તે માણુસને પોતાની સ્ત્રી કે પોતાનાં બાળકો પ્રત્યે પ્રેમ હોઇજ શકતો નથી. વ્યસનોને વશ થઇ ગએલો પતિ કે બાપ પોતાની સ્ત્રી કે બાળકોને કદી સુખી કરી શકે નહિ. પરસ્ત્રીમાં આસકત થયેલો પુરૂષ કદી પણ પોતાની સ્ત્રી પ્રત્યે વફાદાર રહી શકે નહિ એ હંમેશાં ચોક્કસ માનવું.

## પરણવા નીકળેલી છોકરીની કસોટી કરવાની ખરી રીત.

એજ રીતે પુરૂષે કોઇ પણ સ્ત્રી સાથે લગન કરતાં પહેલાં તેની કસોટી કરવા માટે નીચલી બાબતો ધ્યાનમાં રાખવી:–

(૧) સ્ત્રી એવી નહિ હોવી જોઇએ કે જેની સાથે માન અને વિવેકથી વર્તવું જોઇએ. છતાં તેમના તરફ તે બેપરવા અવિવેક કે ધિક્કારથી જુવે.

(૨) ઇશ્વરને ભુલી જનારી નહિં હોવી જોઇએ.

(૩) સ્ત્રી કાતર જેવી જીભવાળી ગમે તેમ બકવાદ કરનારી કે બહુ બોલવાનો શોખ ધરાવનારી નહિં જોઇએ.

(૪) માબાપ સાસુ સસરા વગેરે વડીલોનું માન રાખનારી હોવી જોઇએ.

(૫) ધાર્મિક વિચાર આચાર જાણવા, સમજવા અને અમલમાં મુકવાની વૃત્તિવાળી હોવી જોઇએ.

(૬) સ્ત્રી ઉતાવળી, ઝનુની, નિંદાખોર અને અસ્થીર વિચારવાળી નહિં હોવી જોઇએ.

(૭) સ્ત્રી, બહુ લ્હેરી, બહુ વિલાસી, કે બહુ મોજીલી નહિં હોવી જોઇએ.

(૮) દારૂ કે બીજાં વ્યસનની, આદત ધરાવનારી નહિં હોવી જોઇએ.

(૯) સ્ત્રી ભપકો કરી ફરનારી, કે પોશાકમાં વધારે પડતી ટાપટીપ કરનારી પણ નહિં હોવી જોઇએ.



# પ્રકરણ ૧૯ મું.

## સિફિલિસ અર્થાત્ વિસ્ફોટક.

આલ્ફ્રેડ, ફુસ્નીઅર નામનો વિદ્વાન કહે છે કે મધ્યકાળમાં પ્લેગનું દરદ જે જાતનો ત્રાસ વર્તાવતું હતું તેવોજ ત્રાસ આજે દારૂડીઆપણા અને ક્ષયની સાથે સિફિલિસ–વિસ્ફોટકનું દરદ વર્તાવે છે. એ વાત તદ્દન સાચી છે. વિદ્વાનોએ સિફિલિસ–વિસ્ફોટકનાં દરદની ઉત્પત્તિ અને તેનાં પરિણામોનો અભ્યાસ કરવા પાછળ ઘણી મહેનત ઉઠાવી છે.

## સિફિલિસ ઇશ્વરી કોપ છે?

એ દરદનાં ભયંકર પરિણામોની અજાણ્યાં માણસોને પુરી કલ્પના પણ આવવી મુશ્કેલ છે. એ દરદનું ખરું સ્વરૂપ બરાબર સમજમાં આવ્યા પછી મહાન રશીઅન તત્વવેત્તા 'ટૉલ્સ્ટોય' અને તેના શિષ્ય 'ડૉક્ટર વીનીંગર'ને એવો તો ગુસ્સો વ્યાપી ગયો હતો કે તેઓ સ્ત્રીઓ તરફ ધિક્કારની નજરે જોવા લાગ્યા હતા અને સ્ત્રી–સંગનો સમુળગો નિષેધ ઉપદેશવા લાગ્યા હતા. જુના વખતમાં તે એમજ માનવામાં આવતું હતું કે આ વિસ્ફોટક-સિફિલિસનું દરદ એક પ્રકારનો ઇશ્વરી કોપજ હોવો જોઇએ, પણ આજે કોઇ તેમ માની બેસી રહેવા તૈયાર નથી. સંશોધનનાં યંત્રો વધતાં, તબીબોએ અભ્યાસ કરી કરીને છેવટે જગતને સમજાવી દીધું છે કે, એ જીવલેણ દરદ ઇશ્વરી કોપ નથી પણ એ જાતનો ઝેરી, ચેપી રોગ છે. વળી વધારેમાં તેમણે એ પણ ખાત્રી કરી છે કે, સ્ત્રી–સંગ કરવાથી એ દરદ લાગુ પડે છે તેમજ

સ્ત્રી-સંગ કર્યા વિના પણ જંતુઓ મારફતે લાગુ પડી શકે છે અર્થાત એ એક ચેપી ઉડતું દરદ છે. ડૉકટર બ્લૉશ લખે છે કેઃ—

એક માણસને સિફિલિસ થાય તે સ્ત્રી પુરૂષના સમાગમનું પરિણામ નથી પણ બીજા માણસના ચેપી દરદનું પરિણામ છે એટલે કે એ દરદ ચેપી છે અને તે ચેપ સ્ત્રી પુરૂષના સમાગમ વિના પણ એક બીજાને બીજા કોઇ પ્રકારના સમાગમમાં એ માણસો આવે તેથી પણ લાગુ પડે છે. એ દરદ એજ જાતનાં જંતુઓ મારફતે લાગુ પડે છે.

## સિફિલિસનું દરદ કેમ અને કયારે ઉત્પન્ન થયું ?

આ દરદની ઉત્પત્તિ કયારે અને કેવી રીતે થઇ તે હજુ સુધી કોઇ ચોક્કસપણે તો કહી શકતું નથી પણ એક અનુમાન એવું દર્શાવવામાં આવે છે કે આશરે ત્રણ સૈકા ઉપર એ દરદની હયાતી સુધરેલી પ્રજાની જાણમાં આવી હતી. ટી. ડબલ્યુ. નીકલસન નામનો વિદ્વાન તબીબ એમ કહે છે કે, બેબીલોન અને રોમન સામ્રાજ્યના જમાનામાં આ દરદ વિષે કોઇને કાંઇ ખબર નહેતી; પ્રાચીન કાળના તબીબો કે ઇતિહાસકારોનાં પુસ્તકોમાં એનું નામ નિશાન પણ જોવામાં આવતું નથી. મહાન કોલમ્બસ અમેરિકા ખંડની શોધ કરીને પાછો આવ્યો તે પહેલાંનાં યુરોપનાં કોઇ પુસ્તકમાં આ દરદનું વર્ણન જોવામાં આવતું નથી. પણ તે પછી થોડાંજ વરસોમાં સિફિલિસ–વિરફોટકનું દરદ આખા યુરોપમાં ફેલાઇ ગયું હતું અને તેણે ઠેકઠેકાણે ખાનાખરાબી કરી હતી.

ઓગણીસમી સદીની અધવચ સુધી ડોકટરો આ દરદના ગુણ–દોષ અને અસર વિષે કાંઇ માહિતી ધરાવતા નહોતા. તે વખતે સિફિલિસ

–વિસ્ફોટક, પ્રમેહ અને શેંકર એ ત્રણે દરદોને એકજ દરદ તરીકે ઓળખવામાં આવતું હતું.

## સિફિલિસની જુની ત્રણ સ્થીતીની સાચી સમજ.

સિફિલિસ–વિસ્ફોટકની ત્રણ સ્થીતી કલ્પી તેની ત્રણ પાયરીઓ માનવામાં આવી છે અને એમ માલુમ પડે છે કે દરેક સ્થિતીમાં એ દરદ પોતાની શક્તિ ત્રણ જુદા જુદા રૂપે દેખાડી આપે છે. પહેલી સ્થીતીમાં તે એક ફોલ્લી કે અળાઇ રૂપે નજરે પડે છે; બીજી સ્થીતીમાં તે નાક અથવા ગળામાંના નાજુક હાડકાંઓની ખુવારી કરે છે અને ત્રીજી સ્થીતીમાં આખા શરીરને સડાવી હાડકાં અને મુખ્ય અવયવોની પણ પાયમાલી કરે છે.

## સિફિલિસનું દરદ હિંદુસ્થાનમાં પહેલું કોણે દાખલ કર્યું?

હિંદુસ્થાનનો ઇતિહાસ જોતાં જણાય છે કે, સિફિલિસ–વિસ્ફોટકનું દરદ હિંદુસ્થાનમાં પહેલાં નહોતું. પહેલ વહેલાં એ દરદ કોલમ્બસના જે ખલાસીઓ મધ્ય અમેરીકા ખાતેથી આવ્યા તેમની મારફતે ઇ. સ. ૧૪૯૩–૧૪૯૪ માં સ્પેનમાં દાખલ થયું હતું અને સ્પેનમાંથી આઠમા ચાર્લ્સ રાજાના સેપાહો મારફતે તે ઇટલીમાં દાખલ થયું હતું. ઇટલીમાં આ દરદે તે વખતે ભારે ત્રાસ વર્તાવ્યો. ત્યાંથી એ લશ્કરી સેપાહોની ટુકડીઓ પુર્વ તરફનાં યુરોપના દેશોમાં વીખરાઇ ગઇ અને ત્યાં બધે સિફિલીસની બદી ફેલાઇ. કમનશીબે તે પછી પોરચુગીઝો હિંદુસ્થાનમાં આવ્યા હતા અને તેથી એમ માનવામાં આવે છે કે એ લોકો મારફતે આ પાપી દરદ હિદુસ્થાનમાં દાખલ થયું અને પછી તે ચીન અને

જાપાન સુધી પણ ફેલાયું. ઇવાન બ્લૉશ પણ પોતાના એક પુસ્તકમાં આ દરદના ફેલાવાની તવારીખ લખતાં એવીજ હકીકત જણાવે છે. એ વાતને વધુ ટેકો એ બીનાથી મળે છે કે, હિંદુસ્થાનીઓ સિફિલીસનાં આ દરદને "બાદ–એ–ફરંગ" એટલે કે ફિરંગી લોકોનું દરદ એ નામથી ઓળખે ઓળખાવે છે.

## સીફીલીસ માટે સરકારના હુકમથી કમીશને ચલાવેલી તપાસ.

સિફિલિસ–વિરફોટકનાં દરદથી હિંદુસ્થાનમાં ભારે ખુવારી થઇ રહેલી જોઇ સરકારે તેના સંબંધમાં તપાસ ચલાવવા માટે એક બાદશાહી કમીશન નીમ્યું હતું. એ કમીશન સમક્ષ પડેલી જુબાનીઓ ઉપરથી ઘણી ગંભીર વાતો જાણવામાં આવી હતી.

## શરૂઆતમાં વર્તાવેલો ભારે ત્રાસ.

જ્યારે વિરફોટકનું દરદ પહેલ વહેલું દાખલ થયું ત્યારે તેનું જોર એકદમ પ્રકટી નીકળતું હતું અને માણુસના શરીરની ખરાબી જલ્દી થતી હતી તેમજ તેથી મરણુ પણુ ઘણાં નીપજતાં હતાં એવો ત્રાસ અને ભયાનક સ્વરૂપ જો કે આજે નજરે પડતાં નથી છતાં પણ એ તો નિર્વિવાદ છે કે આજે પણુ તેમાંથી ખુવારી નીપજે છે.

## પ્રમેહ અને શેન્કર (ચાંદી)

ગરમીનાં બીજા બે દરદો પણ એજ રીતે પહેલાં યુરોપમાં હસ્તી ભોગવતાં હતાં તે "ગોનોરીઆ" એટલે કે પ્રમેહ અને શેન્કર એટલે

કે ચાંદીના નામે ઓળખાય છે. એ બેઉ દરદો પણ સિફિલિસની માફક ચેપી છે અને તેની ખાસિયત પણ એવીજ ખુવારી કરનારી છે.

## પ્રમેહ અને ચાંદીનાં દરદો માટેની ઉત્તમ શોધ.

પ્રમેહ અને શેન્કર (ચાંદી) ના દરદોના સંબંધમાં પહેલાં તો ડોકટરો ઘણું જ્ઞાન મેળવી શકયા નહોતા પણ સને ૧૮૭૯ની સાલમાં એ દરદોના ઝેરી ચેપની શોધ ઑલ્બર્ટ નીસર નામના એક વિદ્વાને કરી. તેણે પ્રમેહની રસીમાં રહેતાં જંતુઓ શોધી કહાડી તેને "ગોનો કોકસ"નું નામ આપ્યું અને સાબીત કર્યુ કે એ ઝેરી દરદનું મુળ કારણ એ જંતુઓજ છે,

તે પછી બરોબર દશ વરસે એટલે કે સને ૧૮૮૯–૧૮૯૨નાં વરસો દરમ્યાન ડ્યુ કે અને યુના નામના બે વિદ્વાન ડાકટરોએ શેન્કર (ચાંદી) નાં જંતુઓ શોધી કહાડયાં અને છેવટે સને ૧૯૦૩–૧૯૦૬ સિફિલિસનાં જંતુઓ અને ચેપની શોધ થઇ.

## સિફિલિસ માણસને એકસો અને એક કઈ રીતે લાગુ પડે છે.

સિફિલિસનો ચેપ ઘણું ખરૂં તો–પુરૂષના સમાગમ વખતે લાગુ પડે છે. પરંતુ કેટલીક વખત એક સાજો તાજો માણસ એ દરદથી પીડાતા બીજા માણસના પરિચયમાં આવે ત્યારે પણ તેનો ચેપ લાગુ પડવાનો સંભવ રહે છે. દાખલા તરીકે ચુંબન-બચ્ચી કરવાથી પણ એકનું દરદ બીજાને લાગુ પડે છે. આ દરદનો ચેપ એટલો ઝેરી છે કે એ દરદથી પીડાતી કોઇ સ્ત્રીની સુવાવડ વખતે જો કોઇ ડોકટર તેના શરીર ઉપર કાંઇ વહાડકાપ કરે તો તે ડોકટરને પણ એ ચેપ જોત-

જોતામાં લાગુ પડી જાય છે. આટલા માટે એવું દરદ જેમને હોય. તેમનાં વાપરેલાં વાજાં, અસ્તરા, દાંત ખોતરણી. કાંચકી, વાસણ, ટુવાલ, રૂમાલ કે પથારીનો બીજા માણસે ઉપયોગ કરવો એ બહુ જોખમ ભરેલું છે. એવાં દરદવાળી આયાને જો બાળક ધાવે તો તે બાળકને એ દરદ જલ્દી લાગુ પડી જાય છે. સારાંશ કે આ દરદ બીજાનો ચેપ લાગવાથી ઘણી રીતે લાગુ પડી જવાનો સંભવ રહે છે માટે એવા દરદીના પરિચયમાં આવતાં બહુ સાવધ રહેવું.

## સિફિલીસના સંબંધમાં એક ખાસ ગંભીર ચેતવણી.

જો કે કેટલાક તબીબો એવો મત ધરાવે છે કે, જે માણસના થુંક, આંખમાંના આંસુ કે ધાવણમાં એ ચેપ દાખલ થએલો ના જણાય તે માણસને નિરોગી ગણી શકાય. પણ મા–બાપોને તો એક ખાસ ચેતવણી આપવી વાજબીજ થઇ પડશે કે, પોતાનાં કુમળાં બાળકોને ચુંબન કરવાની ગમે તે માણસોને છુટ આપવી જોઇએ નહિ તેમજ ગમે તે માણસો સાથે બાળકોને ભેળાવા દેવાં જોઇએ નહિં. કોઇ ઠેકાણે ચામડી રહેજ પણ છોલાઇ કે ઘસાઇ હોય તો તેમાં પણ આ ચેપ તુરતજ લાગુ પડી જાય છે.

## સિફિલિસની થતી શરૂઆત સમજવાની રીત.

સિફિલિસના ચેપની એવી ખાસિયત છે કે, તે લાગુ પડયા પછી ત્રણ ચાર અઠવાડીયાં વીતી જાય ત્યારે તે પોતાનો દેખાવ દે છે છતાં કોઇ વખત તેથી વહેલો પણ દેખાવ દે છે ખરો.

પહેલાં તો જે જગ્યાએ આ ચેપ લાગ્યો હોય તે જગ્યા ઉપર એક નાની અળાઇ જેવડી ફોલ્લી થાય છે અથવા તેવીજ નાની પણ લાલચોળ ગાંઠ થાય છે. પછી તેમાંથી રસી જેવો પદાર્થ વહેવા માંડે છે. આ રસી ઘણીજ ઝેરી હોય છે. એવાં ચાંદાને "હાર્ડ-શેંકર" કહેવામાં આવે છે.

## બદ.

જ્યારે એ રસી શરીરની અંદર ઉતરે છે ત્યારે બદનું દરદ થાય છે. પછી તે આગળ વધતું જાય છે અને જુદા જુદા પિંડો ઉપર વિકાર થવા માંડે છે.

કેટલાક દરદીઓને ચેપ લાગ્યા પછી આશરે ચાલીશેક દીવસે તાવ લાગુ પડે છે, સ્નાયુઓ દુઃખવા માંડે છે, સાંધાઓમાં કળતર થાય છે, ભુખ ઓછી લાગે અને રહેજ. રહેજ, મહેનત પડતાં થાક લાગી જાય છે.

## સિફીલીસની બીજી પાયરી.

તે પછી એ દરદની બીજી પાયરીની શરૂઆત થાય છે. જેમાં દરદીના શરીર ઉપર ફુટી નીકળવા માંડે છે આ દરદ કોઇ અમુક અવયવ ઉપરજ દેખાવ દે છે એવું પણ નથી, પિંડોમાં ઝેર ફેલાતાં નાક અને ગળાંના અવયવોની ખુવારી કરે છે ત્યારે મોહડામાં, ગુદા ઉપર, જીભ ઉપર અને બીજી એવી જગાઓ ઉપર ફોડલી રૂપે ફુટી નીકળી સખત વેદના ઉપજાવે છે.

## સિફિલિસનો રોગ પીછાનવાની ચોક્કસ નીશાનીઓ.

સિફિલીસની બીજી પાયરીનાં ચિન્હો કોઇવાર એ પણ જોવામાં આવે છે કે, દરદીના કપાળ ઉપર અને કોઇવાર માથાના વાળની

ફીનારી ઉપર કોઢ જેવાં ચાઠાં પડવા માંડે છે, એ ચાઠાંઓ ધીમે ધીમે વધતાં જાય છે અને ગરદન તરફ લંબાય છે, ઘણું ખરૂં આવા ચાઠાંઓ દરદવાળી સ્ત્રીઓનેજ થાય છે. આ ચાઠાં સિફિલીસ-વીરફોટકનું દરદ લાગુ પડયાની અમુક નીશાની પુરી પાડે છે.

## સિફિલીસ તેની ત્રીજી પાયરી જેમાં નાસુર કેમ થાય છે?

તે અરસામાં જો ચાંપતાં ઇલાજ લઇ દરદનો કબજો લઇ શકાયું ના હોય તો પછી તેની ત્રીજી પાયરી શરૂ થાય છે. જેમાં મ્હોડામાં અને તાળવામાં છેદ (નાસુર) પડે છે, નાકની અંદરના ભાગમાં સડો લાગવાથી નાકની દાંડી ખવાતી જાય છે અને એ રીતે નાક બેસી જવાથી ચહેરો પણ કદરૂપો થઇ જાય છે. દરદ લાગુ પડયા પછી ઓછામાં ઓછાં ત્રણ વરસ બાદ આ ત્રીજી પાયરીની શરૂઆત થાય છે, બીજી પાયરીમાં જે જખમો થાય છે તે રૂઝાય છે પણ ત્રીજી પાયરીમાં આ પ્રમાણે જે જખમો થાય છે તે કોઇ રીતે રૂઝાતા નથી અને કોઇ પણ અવયવના સંબંધમાં કાયમનું નુકસાન ભોગવવુંજ પડે છે આ દરદની અસર ફેફસાં ઉપર પણ થાય છે અને ટુંકમાં કહીએ તો આખા શરીરનો માળો સડી જાય છે. કેટલીક વાર તો દરદનો ચેપ ઘણો ઝેરી હોય તો દરદીને લકવો-પક્ષાઘાત થાય છે, દરદીનો અવાજ નાશ પામે છે અને તેની વાચાશક્તિ લથડી પડે છે.

## સ્ત્રીના ગર્ભ અને મરદના વીર્ય ઉપર સિફીલીસની થતી અસર.

કોઇ સ્ત્રી સિફિલીસ-વિરફોટકથી પીડાતી હોય તે અરસામાં જો તે ગર્ભ ધારણ કરે તો ઉદરમાંના બાળકને પણ એ દરદ લાગુ પડે છે.

એજ રીતે એક સ્ત્રી નિરોગી હોય પણ તેના ધણીને આ દરદ લાગુ પડેલું હોય તો પણ તે દરદ બાલકને લાગુ પડે છે. ડાકટરો એ વિષે તો એક મત ઉપર આવ્યા છે કે, સિફિલિસના દરદનો ચેપ એ દરદથી પીડાતા પુરૂષના વીર્ય ઉપર અને એ દરદથી પીડાતી સ્ત્રીના સંતાન-બીજ ઉપર લાગુ પડે છે અને તેથી તેવા સંજોગો વચ્ચે જો ગર્ભ રહે તો બનતાં સુધી કસુવાવડ થઇ જાય છે.

## કસુવાવડનાં ખાસ કારણો.

કસુવાવડ થવાના કારણોમાં સિફિલીસનું દરદ પણ મુખ્ય સ્થાન ભોગવે છે. બાળક મુએલું જન્મ પામે છે તેમાં પણ એ દરદ કારણભુત હોય છે. જે બાલકો તેમ છતાં જન્મ લીધા પછી જીવતાં રહે તે પણ જન્મથીજ નિર્માલ્ય, કાંઇ ખોડખાંપણવાળાં કે ફીફરાનાં દરદથી પીડાતા હોય છે. થોડા શબ્દોમાં કહીએ તો એ બાળકોની શરીરીક સ્થીતી એવી હોય છે કે તેઓ જન્મભર પોતાના જન્મદાતાઓને શ્રાપ દે છે.






સ્ત્રીના અંદરના જનન અવયવો.



સૂક્ષ્મ દર્શક યંત્રમાં સ્પર્મેટોઝુઆનાં જીવન જંતુઓ
આવા દેખાય છે.

# પ્રકરણ ૨૦ મું.

## સિફિલીસ રોગ કેમ અટકાવી અને સાજો કરી શકાય?

યુવાન બ્લૉશ કહે છે કે, સંભાળભર્યાં પગલાંઓ ભરાય અને સામાજીક વ્યવસ્થા થાય તો સિફિલીસ અને દારૂડીઆપણાંની બદીઓ ઉપર પ્લેગ અને કોલેરા જેટલો અંકુશ મુકી શકાય.

## ચેપી દરદો બાબતમાં બ્રસેલ્સમાં મળેલી કોન્ગ્રેસ.

ઇ. સ. ૧૮૮૯ના સપ્ટેમ્બર માસમાં બ્રસેલ્સ ખાતે એક 'ઇન્ટર-નેશનલ કોંગ્રેસ' (દેશપરદેશના વિદ્વાન ડાકટરોની મહાસભા) સિફીલીસ-વિસ્ફોટક તથા પીશાબને લગતાં ચેપી દરદોનો અટકાવ કેવી રીતે કરવો તે સંબંધી વિચાર કરવા અને તેના ઇલાજો શોધવા તથા યોજવા માટે મળી હતી. આ સભામાં તબીબો ઉપરાંત ધારાશાસ્ત્રીઓ, દેશપરદેશના એલચીઓ, ધર્મગુરૂઓ અને વિદ્વાન લેખકોને પણ નોતરવામાં આવ્યા હતા. બ્રસેલ્સની એ મહાસભામાં તે વિષય ઉપર લંબાણથી વાદવિવાદ ચાલ્યો હતો. સૌને તે ઉપરથી એટલી તો ખાત્રી થઇ હતી કે દરેક પ્રજાનાં ભલાને ખાતર આ દરદોનો ફેલાવો થતો અટકાવવા માટે ખાસ પગલાં ભરવાની ભારે જરૂર છે. તે મહાસભામાં ચાલેલા વાદવિવાદના પરિણામે તેવાજ હેતુથી સંખ્યાબંધ સંસ્થાઓ હસ્તીમાં આવી અને તે સંસ્થાઓએ ભાષણો, ચોપાનીયાં, લેખમાળાઓ વિગેરે પ્રગટ કરી લોકોને આ જીવલેણ દરદોની હકીકતની ઘણી ઘણી રીતે સમજ પાડી. હિંદુસ્થાનમાં સરકારે એજ હેતુથી એક કમીશન નીમી

તપાસ ચલાવી હતી પણ તેનું શું પરિણામ આવ્યું તે હજુ જાહેર પ્રજાને જોઇએ તેટલા પ્રમાણમાં જાણવા મળ્યું નથી.

## ચેપી દરદોને જડમુળથી ઉખેડી નાખવાના ત્રણ સુંદર ઇલાજ.

આ ચેપી દરદોને જડમુળથી ઉખેડવા માટે નીચે જણાવેલા ત્રણ પ્રકારના ઇલાજો યોજવાની ખાસ જરૂર છે.

(૧) ચેપ લાગતો અટકાવવાના ઇલાજો અમલમાં મુકવા.

(૨) વૈદક શાસ્ત્ર પ્રમાણે તેના ઉપાય અને સારવાર કરવી.

(૩) સરકાર તરફથી અમુક કાયદાઓના ઇલાજો યોજી અમલમાં મુકવામાં આવે અને અજ્ઞાન લોકોને તે દરદોનાં ગંભીર જોખમો વિષે સમજણ આપવામાં આવે તે માટે ફીલમોદ્વારા ચિત્રો દેખાડવા અને ભાષણોદ્વારા ઉપદેશ આપવાની યોજનાઓ થવી જોઇએ.

## સિફીલીસ અને એવાંજ દરદોનો ચેપ લાગુ પડતો અટકાવવાની વૈદકીય રીત.

દરેક માણસ પોતે પણ આ ચેપ લાગુ ના પડે તે માટે અનેક રીતે સાવધાનીના ઉપાયો યોજી શકે છે. શરીરની અંદરના ભાગોની તેમજ બહારના અવયવોની સફાઇ, સુઘડતા માટે માણસે પુરતી કાળજી રાખવી જોઇએ. કપડાં લત્તાં પણ એજ રીતે સાફસુફ રાખવાં જોઇએ જે માણસો ગંદા રહેતાં હોય તેમનાથી દુર રહેવું જોઇએ. ઇવાન બ્લોરા કહે છે કે કોઇ પણ પ્રકારની અસ્વચ્છતા ચામડીને ખરાબ કરે છે અને લોહીને વિકારી બનાવે છે. પુરૂષના ગુપ્ત ભાગ ઉપરની

ચામડીના પડની અંદર સફાઇ નહિ રાખવાથી મેલ જામી જાય તો તેથી ચામડી તરડાઇ જાય છે અને સોજો ચડી આવે છે, જેથી પછી તે જગ્યાએ કોઇ પણ પ્રકારનો ચેપ જલ્દી લાગુ પડે છે.

## સુન્નત.

કેટલાક તબીબો અભ્યાસ અને અનુભવના આધારે એમ જણાવે છે કે, પુરૂષના ગુપ્ત શરીર ઉપરની ચામડી કપાવી નાખી હોય તો તે ભાગમાં મેલનો જમાવ થવાનો સંભવ ઓછો રહે છે અને તેથી ચેપ લાગુ પડવાનો સંભવ ઘટે છે. આ પ્રમાણે ચામડી કાપવાના પ્રયોગને અંગ્રેજીમાં Circumcision અને આપણા દેશમાં 'સુન્નત' કહેવામાં આવે છે. તબીબો એમ કહે છે કે સુન્નત કરાવવાથી ચેપ લાગુ પડવાના બનાવોમાં પાંચ ગણો ફેર પડે છે પણ જો પુરૂષ પોતાના એ ભાગને હમેશાં સારી રીતે સ્વચ્છ રાખે તો તે સુન્નત કરાવવા જેટલીજ ગરજ સારે છે.

## સ્ત્રી-પુરૂષોએ જનન શરીર સ્વચ્છ કેવી રીતે રાખવા?

પુરૂષોને માટે સ્વચ્છતા રાખવાની જેટલી જરૂર છે તેટલીજ જરૂર સ્ત્રીઓને માટે પણ છે. કેમકે સ્વચ્છતા જાળવ્યાથી ઘણું ખરૂં તેમને એ ગલીચ ચેપ લાગુ પડતો અટકી જાય છે. એ માટે સ્ત્રીઓ પોતાનું શરીર હમેશાં સાફ સુફ રાખે તો અનેક ફરિયાદો કરવાનું કારણ નાબુદ થઇ જાય છે. વળી જો તેઓ 'વેજીનલ ડુશ'નો ઉપયોગ કરવાની ટેવ રાખે તો તેથી શરીરની શક્તિ અને તંદુરસ્તી ઉપર સારી અસર થવા સાથે કોઇ પણ પ્રકારનો ચેપ લાગુ પડતો અટકે છે. જર્મન તબીબો

તો એવીજ ભલામણ કરે છે કે પુરૂષસંગ પહેલાં તેમજ તે પછી તુરતજ એવા ડુશનો ઉપયોગ કરવો.

## પ્રમેહનો રોગ અટકાવવાની એક ખરી રીત.

પ્રમેહનો ચેપ પુરૂષોને મુત્રમાર્ગમાં લાગુ પડે છે. સ્ત્રી-સંગ પછી તુરત પીશાબ કરવાથી એવાં જે કોઇ ચેપી જંતુઓ હોય તે મુત્રમાર્ગમાંથી પીશાબના પ્રવાહ સાથે નીકળી જવાનો સંભવ રહે છે. વિદ્વાન તબીબ બ્લૉશ કહે છે કે, "મારાં ઘણાંક સ્ત્રી તેમજ પુરૂષ દર્દીઓ પોતાના ગુપ્ત અવયવની સફાઇ રાખવાથી તેમજ સ્ત્રીઓ 'ડુશ'નો ઉપયોગ કરવાથી સિફીલીસ અને પ્રમેહનાં ચેપથી બચી ગયેલાં જોવામાં આવ્યાં છે." પણ જેઓ એવી રીતે પાછળથી સ્વચ્છતા નહોતાં જાળવતાં તેમને તે દરદોના ચેપ લાગુ પડેલા પણ જોવામાં આવ્યા હતા.

## સિફિલીસના રોગવાળી સ્ત્રીઓને પારખવાની ફ્રેન્ચ રીત.

દુરાચારમાં મસ્ત રહેનારા પુરૂષો ઘણી વખત સિફિલીસ કે પ્રમેહના દરદથી પીડાતા હોય છે. કેમકે તેમને તેવાં દરદોથી પીડાતી સ્ત્રીઓ મારફતે એવાં દરદ લાગુ પડે છે. વેશ્યા સ્ત્રીઓ પોતાને એવું દરદ હોવાની બીના છુપાવવાને ખાતર દરદાગીના અને સારાં કપડાં પહેરી ઓઢીને પોતે નિરોગી હોવાનો ડોળ કરે છે. પણ એવાં દરદવાળી સ્ત્રીઓ જાણકાર પાસે પોતાની એ હાલત બીલકુલ છુપાવી શકતી નથી. કેમકે એ દરદની નીશાનીઓ પ્રત્યક્ષ અને રહેલાઇથી સમજી શકાય તેવી હોય છે થોડીક નીશાનીઓ નીચે મુજબ છે:-

(૧) દરદીની ચામડી ઉપર ચાઠાં–ડાઘ હોય છે. એવા ડાઘ મોટે ભાગે કપાળ અને ગરદનની આગળ પાછળના ભાગ ઉપર હોય છે.

(૨) દરદીના હોઠ, જીભ અને ગળાંની અંદર સફેદ ચાઠાં પડેલાં હોય છે.

(૩) ગળામાં ગાંઠો નીકળેલી હોય છે.

(૪) પ્રસવ માર્ગમાંથી પ્રવાહી પદાર્થ ઝરતોજ રહે છે.

(૫) ફ્રેન્ચ તબીબોએ એવી શોધ કરી છે કે આવાં દરદવાળી સ્ત્રીઓની જાંગ પાસેની તેમજ ગરદનની ગાંઠો વધીને મોટી થઇ ગયેલી હોય છે વૈદક સંબંધી જ્ઞાન નહિં હોય તેમને માટે આ ગાંઠો તપાસવાનું કામ કાંઇક મુશ્કેલી ભરેલું થઇ પડે છતાં જો ખંત રાખવામાં આવે તો કોઇ પણ પુરૂષ એ જગ્યાએ હાથ લગાડીનેજ ખરી સ્થીતી જાણી શકે છે. ફ્રેન્ચ તબીબો તો એવી ભલામણ કરે છે કે, વ્યભિચારી પુરૂષોએ આટલી તપાસ તો કરવી ઘટે છે.

## પ્રમેહનો રોગ લાગુ પડતો અટકાવવાનો ઇલાજ.

બ્લોકુ સેસકી નામના એક રશીઅન તબીબે પ્રમેહનો ચેપ લાગુ પડતો અટકાવનારી એક પ્રવાહી દવા બનાવી છે. તેના તરફથી એ દવાના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે, દવાનાં એક બે ટીપાંજ પ્રમેહનાં લાગુ પડેલાં જંતુઓનો જડમુળથી નાશ કરે છે એ દવા પુરૂષોને માટે જેમ અકસીર છે તેમજ સ્ત્રીઓ માટે પણ તે ઉપયોગી થઇ પડે છે. પરંતુ કેટલાક તબીબો બીજાં કારણોસર આ દવાનો ઉપયોગ કરવાનું પસંદ કરતા નથી.

## સિફિલીસના ચેપની સલામતી માટે યોજાએલો મલમ.

પ્રમેહનો ચેપ લાગુ પડતો અટકાવવા માટે જ્યારે રસાયણી પ્રયોગથી બનાવેલી ઉપલી પ્રવાહી દવા જાહેરમાં મુકાઇ ત્યારે બીજા રશીઅન તબીબો સિફિલીસના ચેપથી બચાવવા માટેના ઇલાજો શોધી કહાડવામાં ગુંથાઇ ગયા હતા. અને ડોકટર મેચનિકોફ નામના એક રશીઅન તબીબે તેવો ઇલાજ શોધી કહાડયો. તેણે એક મલમ બનાવ્યો અને એમ જાહેર કર્યું કે એ મલમ વાપરવાથી સિફિલીસ–વિસ્ફોટકનો ચેપ લાગુ પડેલો હોય તો પણ તેનો નાશ કરનારી દવા માટે જેમ કેટલાક તબીબોએ વીરૂદ્ધ મત દર્શાવ્યો હતો તેમજ આ મલમ વાપરવા માટે પણ કેટલાક તબીબોએ વીરૂદ્ધ અભિપ્રાય જાહેર કર્યા છે છતાં એજ તબીબો એટલું તો કબુલ કરે છે કે, બીજો કોઇ વધારે અસરકારક ઇલાજ ના મળી આવે તો બેશક ડોકટર મેચનિકોફનો મલમ મોટે ભાગે અસરકારક થઇ પડે છે.

### આ મલમનો કરી જોએલો અખતરો.

ડોકટર મેચનિકોફના મલમની કેવી અસર થાય છે તે જોવાનો અખતરો એક ડોકટરે પોતાની જાત ઉપર કરી જોયો હતો. પહેલાં તો તે માટે તે સિફિલીસનું દરદ ધરાવનારી એક સ્ત્રીના સમાગમમાં તે પોતે આવ્યો અને પોતાને એ ચેપ લાગુ પડયા પછી તેણે ડોકટર મેચનિકોફના મલમનો ઉપયોગ કર્યો, એ અખતરાથી તેને ખાત્રી થઇ કે, તે એ ચેપની અસરમાંથી બચી શકયો હતો. એટલું છતાં પણ હજુ એ મલમ ઉપર પુરેપુરો વીશ્વાસ મુકવામાં આવતો નથી.

એવો વિશ્વાસ નહિ પડવાનું મુખ્ય કારણ એ છે કે, એવા ઇલાજો બીન અનુભવીઓના હાથે થાય અથવા તેમની જાણમાં આવે તો તે લાભ કરવાને બદલે ઘણી વખત જોખમ ભરેલા થઇ પડે છે.

## અહીં અને વિલાયતમાંનાં ઉંટ વૈદો.

અંગ્રેજીમાં એક કહેવત છે કે, "દેવતાઓ પણ ડરે તેવી જગ્યાએ મુર્ખાઓ દોડીને ઘુસી જાય છે." અને તે આ દરદના સંબંધમાં એક રીતે આબાદ લાગુ પડે છે. વિદ્વાન તબીબો સિફિલીસ અને પ્રમેહનાં જીવલેણ દરદોની અટકાયત કરવાના તેમજ તેને સાજાં કરવાના ઇલાજો શોધવા માટે રાતદીવસ સખ્ત મહેનત કરી રહ્યા છે અને પોતાના સર્વે જ્ઞાન તેમજ શક્તિનો ભોગ આપી રહ્યા છે. ત્યારે બીજી તરફ અહીં તેમજ વીલાયતમાં એવા ઢગલાબંધ ઉંટ વૈદો અર્થાત નીમહકીમો પડયા છે કે, જેઓ આ દરદને જડમુળથી કહાડી સાજા કરવાનું જાહેર ખબરો છપાવી જાહેર કરે છે. આવા લેભાગુ ઉંટ વૈદો દરેક દેશમાં પોતાનું ગુજરાન ચલાવવા બહાર પડે છે. વિલાયતમાં પણ તેવાઓ છે. પણ ત્યાંના વૈદક વિષય ચર્ચનારાં પત્રોએ તેવા લેભાગુઓને પુરતી હિંમતથી ઉઘાડા પાડી તેમની દવાઓનાં ભોપાળાં જાહેર કર્યાં છે, અને ભોળા લોકોને સાવધ કર્યા છે. એક વૈદક વિષયના વર્તમાન પત્રના અધિપતિએ દેખાડી આપ્યું હતું કે જે દવાઓ લોકો મોટી કીંમતે ખરીદતા હતા તે માત્ર થોડા 'પેન્સ'ની પણ કીંમતની નહોતી હીંદુસ્થાનમાં પણ થોડાંક વરસોથી કેટલાક ઉંટ વૈદો આવી દવાઓનો વેપાર ધમધોકાર ચલાવે છે પણ તેનાં શું પરિણામ આવે છે તે જાહેરમાં જાણવામાં આવતું નથી. પણ એટલું ખરૂં કે દરદવંત અને ગરજવંત બે સરખા એ ન્યાયે નિરાશ અને કાયર થઇ ગયલાં દરદીઓ કાંઇ કરતાં પોતે દરદના ત્રાસમાંથી બચે એવી આશાએ એવી આધાર વગરની તૈયાર દવાઓ પણ અજમાવી જોવા પ્રેરાય છે.

# પ્રકરણ ૨૧ મું.

## નંબર ૬૦૬ વાળી દવા શું છે?

આ પ્રકરણમાં આ ચેપી દરદ મટાડવા માટે છેલ્લામાં છેલ્લી શોધ મુજબના જે ઇલાજો જાહેર થયલા છે તેનું વર્ણન કરીશું.

## આયુર્વેદ (દેશી વૈદા)માં સિફીલીસના ઇલાજ.

સિફીલીસનું દરદ જેને ગુજરાતીમાં વિસ્ફોટક કહેવામાં આવે છે તેને હિંદુસ્થાનીઓ 'બાદ–એ–ફરંગ' કહે છે અને એમ માનવામાં આવે છે કે, એ દરદ હિંદુસ્થાનમાં પહેલ વહેલું ફિરંગી–પોર્ટુગીઝ લોકો મારફતે આવ્યું હોવું જોઇએ. બંગાળના સુપ્રસિદ્ધ ડોકટર કે. કે. ચેટરજી પોતાના પુસ્તકમાં પણ એમજ લખે છે કે, એ વાત તો નિર્વિવાદ છે કે આયુર્વેદમાં પારા સંબંધી કાંઇ વિવેચન નથી. ભવા મિશ્રના સમયમાં એ દરદ ધારવા પ્રમાણે પોર્ટુગીઝોએ હીંદુસ્થાનમાં દાખલ કર્યું હતું.

## ચેપી રોગનો ભંભેરાયલો દરદી શું શું કરે છે?

સિફીલીસના દરદના સબંધમાં એ બાબત ખાસ ધ્યાનમાં રાખવા જેવી એ છે કે એવાં દરદીને બીજાં માણસથી દુર–અલગ રાખવો અને દરદનું ઝેર લોહીમાં દાખલ થઇ જાય તે પહેલાજ તેના ઇલાજ ચાલુ કરવા. દરદીને ચાંદુ કે એવું કાંઇ પણ ચિન્હ જણાય કે તુરતજ તેણે કોઇ કુશળ તબીબ પાસે સારવાર માટે જવું. ડોકટરે સુક્ષ્મદર્શક યંત્ર વડે તેના જખમની બારીક તપાસ કરી પછીજ ઘટતો ઇલાજ યોજવો જોઇએ. શરમના માર્યા પોતાનાં દરદની ખરી હકીકત છુપાવવાના

ધસારાથી જે દરદીઓ કુશળ ડૉકટર પાસે નહિ જતાં ત્રિફોલીયમ કોમ્પાઉન્ડ, સુખડનાં તેલની ગોળીઓ વગેરે પેટંટ દવાઓ વાપરીને જેઓ સાજા થવા ધારે છે તેઓ ગંભીર ભુલ કરે છે. કેમકે જો એ દવા લાગુ ના પડે તો જે વખત જાય તે ફોકટ ગુમાવ્યા સરખું થઇ પડે અને દરમ્યાન દરદનું જોર અને ફેલાવો વધી જાય છે. આવાં દરદીઓ એ રીતે ભંભેરાયલા બની ખરા રસ્તે જવાને બદલે એવી દવાઓ કે વૈદો ઉપર આધાર રાખીને ભલતાજ ઉપાયો પાછળ જે વખત ગુમાવે છે તેથી ભારે નુકશાન થાય છે.

## સિફીલીસ માટે ત્રણ મહાન દવાઓ.

સિફીલીસ–વીરફોટક માટે આજ સુધીમાં ત્રણ મહાન દવાઓ જાણવામાં આવી છે.

### પારો.

એ ત્રણ દવાઓ મરક્યુરી ( પારો ), આર્સનિક ( સોમલ ) અને આયોડાઇડ છે. મરક્યુરી સિફીલીસનાં દરદનાં ઇલાજ તરીકે પંદરમી સદીના છેવટમાં માલુમ પડી હતી. પારો તે દરદ માટે એક અકસીર દવા હોવા છતાં, તે કેટલી ખવડાવવી, કેવી રીતે ખવડાવવી, કયારે ખવડાવવી કેવા રૂપમાં ખવડાવવી અને કયારે તેનો ઉપયોગ બંધ કરી દેવો વગેરે બાબતો બરાબર સમજીને તેનો ઉપયોગ થવો જોઇએ તે બાબતમાં બેદરકારી થવાથી એ દવા ઉલટી વગોવાઇ ગઇ. પારો આ દરદ માટે એક ઉમદા દવા છે. એ ખરૂં છે પણ તેનો ઉપયોગ પાકા અનુભવી વૈદ ડૉકટરોના હાથેજ માત્ર થવો જોઇએ.

## પોટાશ્યમ આયોડાઇડ.

સને ૧૮૭૬ માં ડબ્લીનના એક ડોકટરે સિફીલીસ વીસ્ફોટક ઉપર પોટાશ્યમ આયોડાઇડનો ઉપયોગ કરવાની પહેલ કરી. બીજા તબીબો પણ એ દવાનો ઉપયોગ કરવા પ્રેરાયા અને તેના ઉપયોગીપણા માટે તેમને કેટલેક દરજ્જે સંતોષ મળ્યો. પણ એ દવા એક અકસીર અચુક દવા ગણી શકાય એટલું સંતોષકારક પરિણામ આવ્યું નહોતું.

## સોમલ.

ત્રીજી દવા સોમલ જેને અંગ્રેજીમાં આર્સનિક કહેવામાં આવે છે તે છે. સોમલ એક ભયંકર ઝેર છે અને તેથી તે અનેક પ્રયોગો પછીજ વાપરી શકાય છે. તેનો પ્રયોગ કયાં કરવો, કયારે કરવો, કેવી રીતે કરવો, કેટલાક પ્રમાણમાં કરવો એ નક્કી કરવામાં ડોકટરના બહોળા અનુભવ અને અભ્યાસ ઉપર મોટો આધાર રહે છે. પશ્ચીમના રસાયણ શાસ્ત્રીઓએ ઘણા પ્રયોગો અને શોધો કર્યા પછી જુદા જુદા રૂપે તેની કેટલીએક બનાવટો તૈયાર કરી છે. "એટોકસીલ" નામની એમાંની એક બનાવટ માટે તબીબોએ વધારે સંતોષ અને વિશ્વાસ જાહેર કર્યો છે.

## નંબર ૬૦૬ વાળી દવાની મુળ ઉત્પતિ.

આ રીતે રસાયણ શાસ્ત્રીઓ સોમલની અકસીર બનાવટો શોધવા પાછળ તનતોડ મહેનત કરી રહ્યા હતા ત્યારે પૌલ એર્‌લેક નામનો

એક જરમન તબીબ સીફીલીસનાં દરદ માટે કોઇ અકસીર દવા શોધી કહાડવાનાં અનેક પ્રયોગો કરી રહ્યો હતો. તેના એક કામમાં વળી હાટા નામનો એક જાપાનીઝ તબીબ તેને મદદ કરતો હતો. સંખ્યાબંધ પ્રયોગો નિષ્ફળ નીવડયા પણ પૉલ એરલેક હિંમત હાર્યો નહિ. છેવટે તેણે સોમલમાં બીજી દવાઓ મેળવીને એક નવીજ દવા તૈયાર કરી અને તે વડે તેણે ૬૦૬ અખતરા કરી જોયા પછી તેની ખાત્રી થઇ કે એ દવા જરૂર સિફીલીસનાં જંતુઓનો જડમુળથી નાશ કરી શકશે. ૬૦૬ અખતરા પછી હાથ લાગેલી એ દવાને તેણે, દુનિયા સમક્ષ તે રજુ કરતાં, નામપણ 'નંબર ૬૦૬' એવું આપ્યું પણ એ દવા "સાલવરસન" ના નામે પણ ઓળખાય છે.

## સાલવરસન

આ "સાલવરસન" યા 'નંબર ૬૦૬' પીળા રંગની એક ભુકી છે. તેમાં સોમલનો મુખ્ય ભાગ છે. એ બહુ નાની નળીમાં તેને સંભાળથી પેક કરવામાં આવે છે કેમકે જો તેને હવા લાગે તો તુરત વિકારી બની જાય છે. પૌલ એરલીકની આ દવા જાહેરમાં આવ્યા પછી બીજા ઘણા દેશના વિદ્વાન તબીબો અને રસાયણીઓ એના જેવીજ કેટલીક દવાઓ તૈયાર કરી છે અને તે "ખારસીવન" "આરસીનો બેન્ઝોલ", "આરસીનો બીલીન" વગેરે નામથી જાહેર થઇ છે.

## નંબર ૬૦૬ નો ઉપયોગ કરવાની રીત.

નંબર ૬૦૬ની દવામાં સોમલનો મુખ્ય ભાગ હોવાથી તેનો ઉપયોગ અનુભવી ડોકટરને હાથેજ થવાની ખાસ જરૂર છે. સાલ્વરસન નંબર ૬૦૬ તબીબો ત્રણ રીતે વપરાય છે.

## ઇન્જેકશન.

(૧) એ દવા સોય (ઇન્જેકશન) વડે માસના લોચામાં દાખલ કરવામાં આવે છે તેને "ઇન્ત્રા મરકયુલર ઇન્જેકશન" કહેવામાં આવે છે.

(૨) ચામડીની અંદર એ રીતે તે દવા મુકવામાં આવે તેને "સબ કમુટેનીઅસ ઇન્જેકશન'' કહેવામાં આવે છે.

(૩) એ દવા લોહીની રગોમાં દાખલ કરવામાં આવે તેને "ઇન્ત્રાવિન્સ ઇન્જેકશન" કહેવામાં આવે છે.

રગોમાં દાખલ કરવાનાં "ઇન્ત્રાવિન્સ ઇન્જેકશન" નો ઉપયોગ વધારે ગુણકારક માલુમ પડયો છે. એ પ્રયોગ દેશ પરદેશની તબીબી કોન્ગ્રેસે પણ વખાણેલો અને મંજુર રાખેલો છે. આ દવાના ઇન્જેકશનોથી શરીરના બીજા કોઇ ભાગોને નુકશાન થતું નથી અને સિફીલીસ-વીરફોટકના જંતુઓનો નાશ થાય છે. દવાની કીંમત પણ એકંદરે ઘણી થોડી છે બાદશાહી કમીશન સન્મુખ પડેલી જુબાનીમાં પણ આ દવાથી દરદીઓને ઘણો ફાયદો થયેલો જણાવવામાં આવ્યો હતો તેમજ લશ્કરી અને ખાનગી હોસ્પીટલોમાં પણ તેના ઉપયોગથી ઘણો ફાયદો થતો હોવાનો અનુભવ મળેલો છે.



# પ્રકરણ ૨૨ મું.

## સિફિલીસ યાને વિસ્ફોટકના નવા જુના ઇલાજો.
## એ દરદની સારવાર કરવાની રીત.

આગળ જણાવેલી હકીકત ઉપરથી વાંચનાર સારી રીતે સમજી શકે તેમ છે કે, સિફીલીસ-વિસ્ફોટકનો ઇલાજ ધરમેળે કરવો એ કોઇ રીતે સલામતી ભરેલું નથી. દરદીએ પોતે પણ કેટલીક સુચનાઓ ધ્યાનમાં રાખવા જેવી છે. જો તે સમજુ હોય તો તેણે નીચલી સુચનાઓ ધ્યાનમાં રાખવાથી જરૂર જલ્દી સાજો થવાની તે આશા રાખી શકશેઃ-

(૧) દરદીએ પોતાની સામાન્ય તબીયત સાચવી રાખવી;

(૨) દરદીએ ફીકર, ચિંતા મનમાંથી બીલકુલ કહાડી નાખવા;

(૩) દરદીએ દારૂ અને તંબાકુનો ઉપયોગ તુરતજ બંધ કરવો;

(૪) દરદીએ ઉજાગરો, મસાલાદાર ચટાકેદાર ખોરાક અને મોજીલાં જીવનનો ત્યાગ કરવો.

(૫) સંસાર વૈભવ બીલકુલ તજવો અને સાદો ખોરાક ચાલુ કરવો.

(૬) પાનસોપારી ખાવાનું બંધ કરવું.

(૭) કબજીઆત રહેતી હોય તો તેનો ઇલાજ તરત કરવો.

(૮) ગરમ પાણી વડે ન્હાવું.

(૯) શરદીવાળી જગ્યામાં રહેવું કે ફરવું નહિ.

(૧૦) સાધારણ ગરમ પાણીથી કોગળા કરી મ્હોઢું હરઘડી સાફ રાખવું.

## સિફિલીસના રોગથી વધારે હેરાન કયા પુરૂષો થાય છે?

દારૂના શોખીન માણુસો તેમજ જે અતિશય વિલાસી પુરૂષોને મોટી ઉમરે પહોંચ્યા પછી સિફિલીસનું દરદ લાગુ પડયું હોય તેઓ વધારે હેરાન થાય છે તેમજ જે માણુસોને ક્ષય, મીઠી પીશાબ, સંધીવા કે ગુરદાનું કાંઇ દરદ હોય તેઓ પણ સિફિલીસનું દરદ થતાં બહુ પીડાય છે.

## પારાવાળી દવા કેવી રીતે બદનામ થઇ?

દરદ ચોવીસ કલાકમાં અને જડમુળથી નાશ કરવાની જાહેર ખબરો આપનારા અને 'ગેરંટી' આપનારા ઉંટ વૈદોએ જેટલી ખરાબી કરી છે તેટલી બીજા કોઇએ કરી નથી. સિફિલીસ માટે પારાની દવા બેમુલ હોવા છતાં તે બદનામ થઇ તેનું કારણ એજ હતું કે એ દવા ઉંટ વૈદો અને નીમ હકીમોના હાથમાં જઇ પડી અને તેનો તેમણે સમજ્યા વગર આંધળીયાં કરી ગમે તેમ દુરૂપયોગ કર્યો હતો.

## મુંબઇના એક કહેવાતા રાજવૈદે પોતાના દરદીને ખવડાવેલી પારાની દવાએ વાળેલી મહોંકાણ.

બીન અનુભવી માણુસોના હાથે પારાની બનાવટવાળી કોઇ દવાનો ઉપયોગ થાય તો તે કેટલું જોખમ ભરેલું થઇ પડે છે તેનો એક

અચુક પુરાવો આ લખનારે જાતે અનુભવ્યો છે. ૩૫-૪૦ વરસની ઉમરના એક શખ્સને હાંફણની બીમારી હતી. સંખ્યાબંધ અંગ્રેજી દવાઓ વાપરી જોવા છતાં ફાયદો નહિં થયો ત્યારે તેઓ એક જુના વૈદરાજ પાસે ગયા. મુંબઇના એ વૈદરાજે હાંફણનું દરદ મટાડી આપવાનું બીડું ઝડપ્યું અને દરદીને દિવસમાં ત્રણ વખત પાનના રસમાં ખાવા માટે છ પડીકાં આપ્યાં. દવા દરદીએ ખાવા માંડી અને મ્હોકું આવ્યું. એટલે દરદીના મ્હોડામાંથી લાળ ધોધબંધ વહેવા લાગી પછી તો દરદીથી ખોરાક લેવાતો બંધ થઇ ગયો અને તેનામાં નબળાઇ વધી પડી. દરદીએ આથી કંટાળી પાછા મુંબઇના એક નામચીન તબીબને બોલાવ્યા. એ તબીબે તેની હાલત, મ્હોડામાંથી નીકળતી લાળ અને તેની દુર્ગંધ વગેરે ધ્યાનમાં લઇને તુરતજ જણાવ્યું કે, "તમને કોઇએ પારો ખવડાવ્યો છે." એ તબીબની સારવારથી જો કે દરદી સાજા થયા પણ પારાની અસરથી તેમના બધા દાંત ઢીલા પડી હાલતા થઇ ગયા અને છેવટે પડીજ ગયા. એમ વૈદરાજે હાંફણ કહાડતાં પહેલાં એ દરદીને બીચારાને દાંત વીનાનો કરી નાખવાની મહેરબાની કરી મુકી હતી.

## સોમલની બનતી દવાઓ.

પારાની બનાવેલી દવાઓ જેવીજ અસરકારક સોમલની દવાઓ થઇ પડે છે અને તેથી યુરોપના અનેક રસાયણ શાસ્ત્રીઓએ તેની સંખ્યાબંધ દવાઓ બનાવેલી છે. અને તે અકસીર નીવડી છે પણ માત્ર ધ્યાનમાં રાખવાનું એજ છે કે દરદીની હાલત અને દરદનો પ્રકાર સમજીને તેનો ઉપયોગ કરી જાણનાર વૈદ ડોકટરના હાથેજ એ દવાઓનો ઉપયોગ થવો જોઇએ-લેભાગુ ઉંટ વૈદોના હાથે નહિં.

## આયોડાઇડ્ઝ.

એજ રીતે પોટાશ્યમ આયોડાઇડ, સોડીયમ આયોડાઇડ, એમોનિયમ આયોડાઇડ પણ એ દરદ ઉપર એવાંજ અકસીર જણાયાં છે. તે આયોડીનમાંથી બનાવેલી દવાઓ છે. ડબ્લીનના એક તબીબે જોયું કે પારાની દવાઓ વાપરીને ઉંટ વૈદો દાટ વાળે છે. એ સ્થીતી દુર કરવાની ખાસ જરૂર છે અને ૧૮૩૬ માં એ તબીબ ડોકટર વોલેસે સિફીલીસનાં દરદ ઉપર આયોડીનની ઉપર જણાવેલી દવાઓ વાપરવાની શરૂઆત કરી હતી.

## નંબર ૬૦૬ ની દવા સંબંધી ગેરસમજ.

નંબર ૬૦૬ વાળી દવા જાહેરમાં મુકાઇ ત્યારે કેટલાકો એવી ખોટી માન્યતાને વશ થયા હતા કે એ દવા સિફીલીસના દરદીના શરીરમાંથી બનાવેલી રસી છે. પણ એ વાત તદન ગલત છે. નંબર ૬૦૬ રસાયણ પ્રયોગથી બનાવેલી સોમલનો મુખ્ય ભાગ ધરાવતી અકસીર દવા છે.

## પાણી એક દવા તરીકે.

વળી હાઇડ્રોથિરેપી એટલે કે પાણીના પ્રયોગથી દરદો સાજાં કરવાની પદ્ધતિ મુજબ જોતાં પાણીથી પણ આ દરદ ઉપર કેટલોક ફાયદો થાય છે. ગરમ પાણીએ ન્હાવાથી, ગરમ પાણીનાં પોતાં મુકવાથી અને દરદનું ઝેર પસીના મારફતે નીકળી જાય એવી રીતે પાણીના કેટલાક પ્રયોગોથી તથા ટરકીશ-બાથના પ્રયોગથી પણ આ દરદના દરદીઓને ફાયદો થાય છે.

## નબળા અને દરદી મા-બાપોનાં બાળકોના નમુના.




૧ : ખર્જીના દરદથી હેરાન થતા મા-બાપનું બાળક.

૨ : ગરીબીમાં વસતા મા-બાપનું બાળક.

૩ : મીજાજી અને ખરાબ સ્વભાવનાં મા-બાપનું બાળક.

૪ : દારૂડીઆ, તંબાકુ અને હસ્તદોષની લતવાળા મા-બાપનું બાળક.

૫ : ભલા અને પ્રમાણીક સ્વભાવનાં મા-બાપનું તંદુરસ્ત બાળક.




૧ : ગુરદામાથી પેશાબને ફુકકામાં લઇ જનારા નળીઓ. ૨ : પુરૂષની ગોળીઓમાં ઉત્પન્ન થતી ધાતુને ' સૅમિનલ–વેકિસલમાં ' એકઠી કરવા માટે લઇ જનારી નળીઓ. ૩ : એકઠી થતી ધાતુની કોથળી. ૪: પ્રૉસ્ટેટ ગ્લેન્ડસ. ૫: કુપર્સ ગ્લેન્ડસ. ૬ : મુત્ર માર્ગ–પેશાબની નળી.

## ઑરગૅનોથિરેપી મુજબ બનાવેલી દવાઓનો ઉપયોગ.

એજ રીતે એમ પણ માલુમ પડયું છે કે, ડૉકટરોએ સિફિલીસનું દરદ મટાડવા માટે ઓરગૅનોથિરેપીની વિદ્યાને આધારે બનાવેલી થાઇરોઇડ્ઝ, પેરા થાઇરોઇડ્ઝ, ઓવરીંઝ અને ગોળીઓના કસવાળી કેટલીક દવાઓનો સમજદાર અનુભવી ડૉકટરો તેમ કરવામાં કેટલીક રીતે ફત્તેહ પામ્યા છે. પણ એ દરદ એટલું ગહન છે કે, અધકચરા કે લેભાગુ માણસોના હાથે કોઇ પણ પદ્ધતિદ્વારા આવાં દરદીની સારવાર કરવા કરાવવામાં ભારે જોખમ સમાયલું છે એ વાત કદીપણ ભુલવી જોઇએ નહિં.



# પ્રકરણ ૨૩ મું.



## કામાંધતા.

કામાંધતા—હવસ પરસ્તી એ એક જાતની મનની વિકારી દશાનું પરિણામ છે. તેનો ઇલાજ કોઇ દવાદારૂ નહિં પણ સારી સોબત અને સારા આચાર વિચારથી મન ઉપર કાબુ મેળવવો એજ છે. સમજુ માણસો કામવાસના અને વિલાસી ભાવનાના ગુલામ નહિં બની જતાં અમુક નિયમમાં રહી ઉપભોગ ભોગવે છે અને તેવી રીતે મન ઉપર અંકુશ રાખવામાં આવે તો તેમને કદી પણ તે માટે પસ્તાવું કે હેરાન થવું પડતું નથી. પણ જ્યારે મનને બેલગામ છુટું મુકી દેવામાં આવે અને કામવાસના મન ઉપર શિરજોરી ભોગવવા પામે ત્યારે પછી માણસને કામવાસના સંતોષવા સીવાય બીજું કાંઇ કામજ કરવાનું હોય એવું સુઝતું નથી પરિણામે તે પોતાનાં શરીરની ખરાબી કરે છે. અને પોતાની સ્ત્રીનાં શરીરની પણ ખરાબી કરે છે, પોતાનાં બાળબચ્ચાંની ખરાબી કરે છે એટલુંજ નહિ પણ આખી જનસમાજને તેવાં માણસો જોખમ ભરેલાં થઇ પડે છે. કારણ કે એવી રીતે મન ઉપરનો કાબુ ખોઇ બેઠેલાં માણસો પછી તો ભાનભુલા ઝનુની અને એવા તો વિચાર-વિવેક શુન્ય બની જાય છે કે તેમને કામાંધજ કહેવા પડે છે.

## જુદા જુદા દેશોમાં કામનું પ્રમાણ.

કામવાસના માણસ માત્રમાં હોવી જોઇએ પણ તે હદમાં અને પ્રમાણસર હોવી જોઇએ. એમ હોય ત્યારેજ તે આરોગ્ય રક્ષક થઇ પડે

પ્રજોત્પત્તિ માટે જુદાં જુદાં માણસોમાં જુદા જુદા પ્રમાણમાં કામવાસના હોય છે પરંતુ કોઇ માણસમાં કુદરતે તે મધ્યમસર સરજેલી હોય છે જ્યારે કોઇમાં તે વધારે પડતી જોવામાં આવે છે. મધ્યમ પ્રકારની રૂતુવાળા કે ઠંડીવાળા મુલકોમાં વસ્તાં માણસોમાં કામવાસના ઘણી ઉશ્કેરાયલી જોવામાં આવતી નથી. પણ ગરમ દેશોમાં વસ્તાં માણસોમાં એ વાસનાનું જોર વધારે જોવામાં આવે છે. અમેરિકાનાં વતનદારોમાં કામવાસના મધ્ય પ્રમાણમાં ખીલેલી હોવાથી તેઓ પોતાના મન ઉપર સારી રીતે કાબુ રાખી શકે છે છતાં ત્યાં પણ કોઇ યુવાનો એટલા ઉશ્કેરાયલી હાલતના જોવામાં આવે છે કે, તેઓ પોતાની જીંદગી અને આબરૂની પાયમાલી કરે છે. ઉગતી જવાનીમાં ધંધા રોજગારમાં પડતાં નેવાર તેઓ જ્યારે જુવાન સ્ત્રીઓના સમાગમમાં આવે છે ત્યારે તેમનાથી પોતાના મનની ખરી હાલત કોઇ રીતે છુપાવી શકાતી નથી. બુટ બનાવનારા અને બુટ વેચનારાઓની દુકાનોના કેટલાક યુવાન નોકરો કોઇ જુવાન સ્ત્રીને બુટ પહેરાવતાં પહેરાવતાં પોતાના મગજ ઉપરનો અંકુશ ખોઇ બેઠા હોય એવા દાખલા નોંધાયલા છે. સ્ત્રીઓમાં પણ મગજની એવી હાલત હોવાના દાખલા પણ મળી આવે છે.

## ઘડપણમાં વધતો કામનો ચડસ.

એથી પણ વિશેષ જાણવાજોગ તો એ છે કે, વૃદ્ધ અને આધેડ ઉમરના સ્ત્રી પુરૂષો પણ કામવાસનાથી મુકત થતાં નથી ડોકટર ટેલર કહે છે કે, પંચાવન વરસની ઉમરનાં માણસોને પણ કામવાસનાથી પીડાતાં તેણે અનુભવ્યાં હતાં એટલુંજ નહિ પણ તેમનામાં કામવાસના

ત્રીશ વરશનાં યુવાનોના જેટલીજ તીવ્ર જણાતી હતી. કેળવાયેલા, બુદ્ધિશાળી અને ધર્મપરાયણ માણસો પણ તેમનો સ્વભાવ તીવ્ર હોવાથી કામાસક્ત વિશેષ હોય છે.

એવી પ્રકૃતિના પુરૂષો કાયદાના સપાટામાં આવી જવાની પણ દરકાર કરતા નથી. તેમનો કામ હદબહાર ઉશ્કેરાઇ જાય ત્યારે તેઓ ભાનભુલા થઇ જાય છે અને માત્ર વ્યભિચારમાંજ સઘળું સુખ સમજી સ્ત્રીઓને ફોસલાવી જવામાં કે બળજબરી વાપરવામાં મોજ માને છે.

## એક કામાંધની કહાણી.

પ્રખ્યાત જરમન તબીબ ડૉકટ એબીંગ એક દાખલો આપતાં લખે છે કે, કેરટેકર નામનો એક શખ્સ ૫૩ વરસની ઉમરનો હતો. તે મધ્યમ પ્રમાણમાં દારૂ પીતો હતો. સ્વભાવે તે કામાતુર હતો. પોતાની પરણેતર સાથે તેણે ૨૮ વરસ ગાળ્યાં હતાં તે દરમ્યાન તે તેણીને ઘણો ત્રાસ દાયક થઇ પડયો હતો. કામ પ્રસંગે તે એટલો તો ઝનુની થઇ જતો કે તે ધ્રુજતો અને હાંફી જતો હતો. તેની સ્ત્રીને મન તે એવો તો આફત સમાન લાગતો કે બનતાં સુધી તે તેનાથી દુરજ રહેતી. એક વખત કેરટેકરે તેની નિર્દોષ સાળી ઉપર બળાત્કાર કર્યો અને પરિણામે તે બાઇ એક બાળકની માતા થઇ. સને ૧૮૭૩ માં કેરટેકર પોતાની એ સાળીને પોતાને ઘેર લેઇ ગયો અને એક ઘરમાં બે સ્ત્રી રહેતી થઇ. વરસો વીતતાં ગયાં, તેમ તેમ કેરટેકરનો હવસ વધતા ગયો પણ તાકાત ઘટતી ગઇ અને ૧૮૯૨ માં કેરટેકરે એક સ્ત્રીને પીસ્ટોલથી ધમકી આપી તેના ઉપર બળાત્કાર કરવાની તજવીજ કરી હતી.

કેરટેકર બીજી રીતે સારી ચાલચલણનો અને શાંત સ્વભાવનો માણસ જણાતો હતો પણ તેનામાં નીતી અને વિવેક જેવું કાંઇ જોવામાં આવતું નહોતું.

## સ્ત્રી પુરૂષોમાં કામવાસના કયારે વધે ઘટે છે?

હરકોઇ નિષ્કલંક અને તંદુરસ્ત માણસમાં તેની ઉમર, બાંધો, કદ અને તેની જીંદગી ગુજારવાની રીતના પ્રમાણમાં પ્યારના ઉમળકા વધે ઘટે છે. જુવાનીની શરૂઆત થયા પછી એ ઉમળકા વધવા માંડે છે અને જ્યારે જુવાની પુરેપુરી ખીલી રહે છે ત્યારે એ વાસના પણ પુર-બહારમાં આવી જાય છે. વીશથી ચાલીશ વરસની ઉમર સુધીમાં તેનું જોર બહુ ઉછળી રહ્યા પછી એ વાસના ધીમે ધીમે ઘટવા માંડે છે.

## સ્ત્રીની કામવાસના ઘટવા વધવાનો વખત.

સ્ત્રીઓમાં કામ પુરૂષો જેટલો જોવામાં આવતો નથી. કેટલીક સ્ત્રીઓ તો પુરૂષો તરફ તદન બેદરકાર રહે છે પણ જ્યારે સ્ત્રીઓમાં કામવાસના સામાન્ય હદ કુદાવી જતી જોવામાં આવે ત્યારે તબીબો તેને એક પ્રકારના દુ:ખ કે દરદની નીશાની રૂપે માને છે.

## ક્ષયનાં દરદવાળી સ્ત્રીઓનો કામ.

તબીબો કહે છે કે, ક્ષયનાં દરદવાળી સ્ત્રીઓની સ્થીતી દયાજનક હોય છે કારણ કે ક્ષયની છેલ્લી પાયરી વખતે પણ દરદી સ્ત્રીના હૃદયમાં કામ પ્રકટેલો રહે છે અને તે કામના ઉમળકા અનુભવતી જણાય છે. વળી એમ માનવામાં આવે છે કે સ્ત્રીની જુવાની ઉતરવાનો સમય થાય

ત્યારે તેના હૃદયમાં કામનો જોસ પ્રકટી નીકળવાનો સંભવ રહે છે પણ જરમન તબીબ કિશ એ વિચાર સાથે મળતો થતો નથી.

સ્ત્રીને અમુક વસ્તુઓ ખવરાવવાથી પણ તેમનામાં કામનો જોસ વધારે પ્રકટી નીકળવાનો સંભવ રહે છે.

## ઇતિહાસમાં નોંધાયલી કામાંધ સ્ત્રીઓ.

તબીબો એમ માને છે કે કામાંધપણાનો ગુણ પણ ઓધે ઉતરે છે. આજના જમાનામાંજ માત્ર કામાંધ સ્ત્રીઓ નજરે પડે છે એવું નથી. ઇતિહાસમાં એવી સંખ્યાબંધ સ્ત્રીઓનાં નામ નોંધાઇ ચુકયાં છે. રોમન ઇતિહાસમાં મેસલીના, એગ્રીપીના, લિવીયા, મેસોનિયા, પપીયા વગેરે સ્ત્રીઓનાં એવાં વર્તનની તવારીખ મળી આવે છે.

પ્રખ્યાત લેખક લમ્બ્રોસો એવી સ્ત્રીઓના કેટલાક દાખલા આપતાં જણાવે છે કે, "એક સ્ત્રી પોતાના નોકર સાથે નાસી ગઇ હતી." ટેકસાસમાં એક સ્ત્રી એવી તો કામાંધ હતી કે શહેરમાં વસતા બધા લફંગા તાલીમબાજો તેના આશક હતા; એક આબરૂદાર ધણીની સ્ત્રી પોતાના ધણીને છોડી વેશ્યાનો ધંધો કરવા ચાલી ગઇ હતી; એક કામાંધ સ્ત્રીએ એક કડીઆ બેગારી ઉપર નામોશી ભરેલા પ્રેમપત્રો લખેલા મળી આવ્યા હતા અને આખરે તે સ્ત્રી તે બેગારીને વશ થઇ હતી.

## અજાયબ કામી સ્ત્રી.

લંબ્રોસો એક અજાયબ કામી સ્ત્રીની વાત કહેતાં લખે છે કે, એક બહુજ ધર્મચુસ્ત સ્ત્રી પોતાના ટેબલના એક ખાનામાં ભક્તિભાવ

અને પ્રાર્થનાનાં પુસ્તકો રાખતી હતી પણ તેજ ખાનામાં તેની બાજુમાં બિભત્સ લખાણોવાળાં પુસ્તકો અને અમુક દવાઓ રાખતી હતી અને તે દવાઓથી તે કેટલાક મરદોને રીઝવી પોતે પણ રીઝતી હતી.

## કામાંધપણાની બીમારીના ઇલાજો.

આવી રીતે સ્ત્રી-પુરૂષોમાં કામ ભડકી ઉઠવાનું કારણ એ હોય છે કે તેમનાં જ્ઞાનતંતુઓમાં કાંઇ બીમારી હોય છે. કામાંધપણું ઓછું કરવા માટે કલોરેટોન, બ્રોમાઇડ કોમ્પાઉન્ડ એલેકસીર વગેરે દવાઓ ઉપયોગી થઇ પડે છે. ડોકટરો તે ઉપરાંત કેમ્ફર, કેમ્ફેરમોનો બ્રોમાઇડ, હાયોસાયમીન, લુપ્યુલીન વગેરે દવાઓનો ઉપયોગ પણ કરે છે. એવાં માણસોએ, ખુલી હવામાં હરવું ફરવું. ઠંડા પાણીથી ન્હાવું. વગેરે મન અને શરીરને શાંત રાખનારા ઘરગતુ ઇલાજો પણ યોજવા ઠીક થઇ પડે.



# પ્રકરણ ૨૪ મું.

## કામજ્વાળા.

પુરૂષનાં વીર્યને લાગુ પડતાં દરદો વિષે લખ્યા પછી હવે આ પ્રકરણમાં પુરૂષના ગુપ્ત ભાગને થતા એક વિચીત્ર દરદ વિષે કાંઇક લખીશું. મદનને વશ થયલા પુરૂષો એમ માને છે કે, બધું સુખ માત્ર સ્ત્રી-સંગમાંજ સમાયલું હોય છે પણ એવા પુરૂષોને કોઇ વખત અંગ્રેજીમાં જેને "પ્રાયપિઝમ" કહે છે તેવું દરદ થઇ આવે છે. એ દરદ માટે ગુજરાતી ભાષામાં કોઇ ચોક્કસ શબ્દ મળી આવતો નથી પણ આપણે તેને "કામજ્વાળા" એવું નામ આપીશું. હિંદી શબ્દકોષમાં તેને 'કામ અગન" નામ આપ્યું છે.

## "કામજ્વાળા" પીછાનવાની રીત અને તેના કારણ.

અતિશય કામાસકત થવાનો શો અર્થ છે તે જે માણસોને આ 'કામજ્વાળા'નું દરદ લાગુ પડી જાય છે તેઓજ સમજી શકે છે. અતિ કામાસકત થવામાં સ્વર્ગનું સુખ સમાયલું નથી. પણ જીંદગીને ખારી ઝેર જેવી કરી મુકે એવું જોખમ સમાયલું છે.

તંદુરસ્ત પુરૂષને કામવાસના થઇ આવે ત્યારે તેનું ગુપ્ત શરીર સતેજ બને એ તો વાજબી છે. કેમકે તેની મનકામના પાર પડયા પછી પાછું તે શાંત હાલત અખત્યાર કરે છે. પરંતુ કામજ્વાળાનાં દરદીની સ્થીતીમાં એ વિચીત્રતા હોય છે કે, પોતાની મનકામના પુર્ણ

થયા પછી પણ તેનું ગુપ્ત શરીર શાંત હાલત ધારણ કરતું નથી. કેટલાકોની એવીજ હાલત કલાકો અને દિવસો સુધીજ નહિં પણ અઠવાડીયાં સુધી કાયમ રહે છે. એ હાલતમાં દરદીને કાંઇ કામવાસના રહેતી નથી પણ તેને બીજી ઘણી રીતે વેદના થાય છે. આ દરદ થવાનાં કારણો તરીકે એમ માનવામાં આવે છે કે, પુરૂષની વીર્યની કોથળીમાં કાંઇ વિકાર પેદા થયો હોય ત્યારે તે પુરૂષની એવી સ્થીતી થઇ પડે છે.

## પુરૂષની કામજવાળા વધારવા ઘટાડવાના ઇલાજ.

આ બાબતમાં એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે કામવાસનાની નીયમીત હાલત બગડે ત્યારેજ એવી અનિયમીત હાલત થઇ પડે છે સ્ત્રીસંગ લાંબો વખત તજી દેવાથી પુરૂષની નીયમીત કામવાસના વધે છે કેટલાક ઉત્તેજક ઇલાજો લેવાથી પણ તેમાં વધારો થાય છે. પણ તેવી કામવાસના અનિયમીત ગણાય. સ્ત્રીઓના મનની પણ એવી હાલત કેટલીક વખત થાય છે પણ પુરૂષોમાં એવા દાખલા પ્રમાણમાં વધારે જોવામાં આવે છે.

## બાળકોમાં કામજવાળા.

કેટલીક વખત તો આ કામજ્વાળાનું દરદ બાળકોમાં પણ જોવામાં આવે છે. ત્યારે સ્વાભાવિક રીતે એવો કોઇ પ્રશ્ન કરે કે શું બાળકો પણ કામાસકત હોય છે? બાળકોમાં કામાસકતપણું સંભવતું નથી પણ તેમની એવી હાલત થવાનાં કોઇ બીજાંજ કારણો હોઇ શકે છે. બાળકોની ઇંદ્રિ ઉપરની ચામડી વધારે લાંબી કે તંગ હોવાથી કે

પીશાબનાં પુક્કામાં પથરી હોવાથી અથવા સફરામાં કરમનો રોગ થવાથી બાળકોને એ દરદ લાગુ પડી શકે છે.

## પુરૂષોને કામજવાળા લાગુ પડવાનાં કારણો.

'પ્રાયપિઝમ' જેને આપણે કામજવાળા નામ આપ્યું તે દરદ પુરૂષોને પીશાબના પુક્કામાં પથરી પાકવાથી અથવા તો મુત્રમાર્ગના પાછલા ભાગમાં પથરી જામી જવાથી લાગુ પડે છે. એ વિકાર, અને વિકારનું સ્થાન શોધી કહાડવાનું કામ એક કુશળ તબીબજ કરી શકે અને તેનો આબાદ ઉપચાર પણ કોઇ કુશળ સરજજન કરી શકે.

જે માણસને પ્રમેહનું દરદ થઇ ચુકેલું હોય તેઓની પણ એવી હાલત થાય છે પણ બનતાં સુધી તેમને એ પીડા રાતની વખતેજ સતાવે છે.

વિષયી માણુસો તાકાત વધારવા અથવા સ્ત્રી-સંગ લાંબો વખત સુધી નીભાવવા માટે કોઇ દવાનો અવિચારીપણે ઉપયોગ કરતા હોવાથી પણ તેને આ કામજવાળાનું દરદ થાય છે.

બરડાના કાંઠાને, મગજના અમુક ભાગને, પુરૂષની ગોળી અને ગુદાની વચે આવેલી જગા જેને 'પેરિનીયમ' કહે છે તેના ઉપર માર પડવાથી કે કાંઇ ઇજા થવાથી પણ કામજવાળા લાગુ પડે છે.

દારૂડીઆઓ અને વ્યભિચારીઓને તો એ દરદ લાગુ પડવાનો ખાસ સંભવ છે.

બીજાં કારણોથી જ્યારે એ બીમારી લાગુ પડી હોય ત્યારે તે સ્હેલાઇથી સાજી થઇ શકે છે પરંતુ જો માર વાગવાથી કે ઇજા થવાથી આ બીમારી લાગુ પડે તો તે મટવી મુશ્કેલ થઇ પડે છે અને કેટલીક વખત તો તે પ્રાણઘાતક પણ નીવડે છે.

# પ્રકરણ ૨૫ મું.



## સંસારમાં વાગતાં નખ્ખોદનાં નગારાં!

આ પ્રકરણમાં હવે માણસ જાતનાં સંસારનું નખ્ખોદ વળી એવાં જે નાલેશીભર્યાં વર્તનો આજે ઠેકઠેકાણે જોવામાં આવે છે. તેનું કાંઇક વર્ણન કરીશું.

### એક સ્ત્રીને છવીસ વરસમાં બાવીશ બાળક.

કામાસકત-વિષયાંધ ધણીઓ પોતાની હેવાનીયત ભરી ખાસીયતના સંતોષને ખાતર સ્ત્રીઓની કેવી પાયમાલી કરે છે તેના સંબંધમાં લખતાં એક વિદ્વાન તબીબ પોતાના અનુભવમાં આવેલા એક દાખલાનું વર્ણન નીચે પ્રમાણે આપે છે:—

"એક સ્ત્રી તેને પોતાના ચ્હેરા ઉપર થયલાં 'લુપસ' ( Lupus ) નાં દરદની સારવાર કરાવવા મારી પાસે આવી. દરદની હકીકત કહેતાં તે બાઇએ જણાવ્યું કે તેની ઉમર ૪૨ વરસની હતી અને તે ૧૬ વરસની ઉમરે પરણી હતી. અર્થાત લગનનાં છવીશ વરસ દરમ્યાન તેને ૨૨ બાળકો થયાં હતાં, જેમાંથી ૮ હયાત હતાં, ૭ મરી ગયાં હતાં અને ૭ અધુરે માસે ગયાં હતાં."

આ સ્ત્રીની તબીયત ઉપર આવી ઉપરાસાપરી સુવાવડો આવવાથી કેવી માઠી અસર થશે અને એ બાળકોની જીંદગી પણ કેવી કંગાળ નીવડશે તેનો તેના ધણીને કાંઇ પણ ખ્યાલ કદી આવ્યો

હશે ? એ સ્ત્રીને પોતાનાં બાળકને ઉછેરવા જેટલો પણ સમય મળ્યો નહિં એ વાત પણ એ વિષયાંધ ધણી પોતાની કામવાસનાને પંપાળવા–પોષવામાં મશ્ગુલ થતાં ભુલીજ ગયો. કેટલાક પુરૂષો એમજ સમજે છે કે સ્ત્રી એટલે બાળકને જન્મ આપનારો સંચો અને પુરૂષને 'જી, હા' કહેનારૂં પુતળું. પણ તેઓ સમજતા નથી કે તેઓ એવા અવિચારી વર્તનથી લગ્નનાં હકનો દુરૂપયોગ કરે છે. એવા પુરૂષોને ડૉકટરો, વૈદો, વિદ્વાનો, અને ધર્મગ્રંથો ઘણો ઘણો બોધ આપી ચુકયા છે અને હજુ પણ આપે છે, પણ એવા હવસી માણસોના મગજમાં એ વાત બીલકુલ ઠસતીજ નથી. સ્ત્રી કમજોર –દુર્બળ બની રોગીષ્ટ થઇ જાય અથવા આ દુનિયાનો ત્યાગ કરી જાય તો પોતાનો સંસારજ ધુળધાણી થઇ જાય એ વાતની પણ તેમને ફીકર રહેતી નથી એ ખરેજ અજબ જેવું છે.

## ચેપી દરદવાળાની સ્ત્રીની દુર્દશા.

બીજી તરફ આપણે એવા દાખલા જોઇએ કે, એક સદ્‌ગુણી, સમજુ અને રૂપાળી જુવાન સ્ત્રી સાથે માણસ લગ્ન કરે તે પછી થોડાજ સમયમાં તે સ્ત્રી બીમાર પડે છે, બહુ પીડાય છે અને કોઇ વખત તો તેના શરીર ઉપર એવું વહાડકાપ કરવું પડે કે, જેથી તેનાં રૂપ અને જુવાની ટળી જાય અને તેને બીલકુલ સંતાનજ ના થાય, વાંઝણીજ રહે એવી સ્થીતી પણ થઇ જાય છે. એ રીતે એ બાઇની આખી જીંદગીની બરબાદી થઇ જાય છે કારણ કે પછી તે ભાગ્યેજ કોઇ દહાડો સાજી હોઇ હરી ફરી શકે છે. એવી હાલતમાં વળી જો તે

બીચારીને એકાદ બાળક પ્રાપ્ત થાય તો તે જરા હરખાય. પણ આખરે તેમાં પણ તેને આનંદ અને સુખને બદલે રોજ સંતાપ-કલેશ ભોગવવો પડે છે કેમકે એ કમનશીબ બાળક પણ, કાંઇ ખોડખાં-પણુવાળું, કદરૂપું અને રોગીષ્ટ હોય છે.

એ સ્ત્રીની તેમજ તેના બાળકની એ બધી દુર્દશા માત્ર પેલા પરણનાર શખ્સનાં સિફિલિસનાં દરદના લાગેલા ચેપનુંજ પરિણામ હોય છે, પણ એવા માણસો બીજા જીવોને એવી પાયમાલી ભરી હાલતમાં ગરક કરી નાંખતાં પણ અચકાતાજ નથી. ખરી રીતે એવાં દરદોવાળા માણસોને કાયદાની રૂએ લગ્ન કરવાની મના થવી ઘટે છે.

## પુરૂષનું ઘાતકીપણું.

વધારે ગંભીર ઘાતકીપણું તો એ છે કે, એવી કમનશીબ સ્ત્રીઓના ધણીઓ સારી રીતે જાણીતા-સમજતા હોય છે કે, સ્ત્રી બીચારી તેમ-નાજ પાપે હેરાન થાય છે છતાં તેઓ તેમને કોઇ અનુભવી, કુશળ ડોકટર વૈદની સલાહ લેવા દેતા નથી કે સારવાર કરવા દેતા નથી. આવી નિર્દયતા દેખાડવા-અજમાવવાનું કારણ એ નથી હોતું કે તેમને ખર્ચ થઇ જાય, પરંતુ તેનું કારણ એ હોય છે કે, કુશળ વૈદ, ડોકટર એ સ્ત્રી સમક્ષ ખરી વાત કહી દે, અને નફ્ટ પણ શાણા બની બેસેલા એ ધણીની ભુલચુક અને ખોડખાંપણ જણાવી દે અને તેથી તેમને નીચું જોવું પડે. તે કરતાં લેભાગુ ખુશામતીઆ ઉંટવૈદ કે નીમહકીમની પાસે ઇલાજ કરાવી સ્ત્રીની જીંદગીની બરબાદી થવા દેવી એ તેઓ પસંદ કરે છે. એ નિર્દયતા-ઘાતકીપણું નહિ તો બીજું શું કહેવું?

## સ્ત્રીને યુવાનીમાં ઘડપણ કેમ આવે છે?

સ્ત્રીને જુવાનીમાં ઘડપણ આવવાના કેટલાક બનાવો જોવામાં આવે છે. કેટલાક વખત પુરૂષો પોતે પુરેપુરા નપુંસક હોય અને મરદાઇ બીલકુલ ખોઇ બેઠા હોય તે પછી પરણવા નીકળે છે અને તેમના હાથે કોઇ સ્ત્રી ફસાઇ જાય છે પણ લગન પછી તે જ્યારે એ વાત સમજી શકે ત્યારે તેના મનના દુઃખની શી હદ હોય? તેને પોતાનું જીવન ધુળ મળ્યું એ વિચારથી હૃદયમાં ઝાળ લાગે અને બળીબળીને ખાખ જેવી થઇ જાય તેમાં શી નવાઇ? એ બિચારી ઉંચે આભ અને નીચે ધરતી જેવી કઢંગી હાલતમાં ફસાઇ પડે છે. કેમકે તેનાથી એ હકીકત કોઇને કહી પણ શકાતી નથી. તેના માટે પછી બેજ રસ્તા રહે છે. કાંતો આબરૂમાં રહી જાતિ ધર્મ સાચવી પાયમાલ, નીરસ જીંદગી ગુજારવી અને કાંતો અનીતીના માર્ગે ચડી જઇ પોતાના ધણી તરફ બેવફા નીવડવાનું પાપ વહોરવું. આ સ્થીતીમાં આકુળ વ્યાકુળ બની જવાથી તેને અનેક દરદો લાગુ પડે છે. ઉંઘ ઉડી જવી, માથામાં રોજ દુખાવો થવો, ગળું સુકાઇ જવું, સંતાન–બીજવાળા ભાગોમાં દુખાવા થવા વગેરે દરદો એક પછી એક તેના ઉપર હુમલો કરે છે. જેનાં પરિણામે તેના શરીરમાંનું લોહી સુકાઇ જાય છે અને ચ્હેરો ફીકકો પડી જાય છે અર્થાત જુવાનીના પુર બહારના સમયે તેનાં શરીર ઉપરનાં ચિન્હો દેખાવ દે છે.

તેનાથી એ વાત સ્નેહી સંબંધી વર્ગમાં નથી કહી શકાતી એટલુંજ નહિં પણ તે પોતાના મનની આ બાબ્ત પોતાનાં ધણીને પણ કહી શકતી

નથી કે ડોકટરને પણ કહી શકતી નથી કેમકે તે સમજે કે એ ઉપાધિનો કાંઇ પણ ઇલાજ તેને કોઇ પણ બતાવી શકે તેમ હોતું નથી કેટલીક વખત તો એ સ્ત્રી પોતે પણ નથી સમજતી હોતી કે તેને લાગુ પડેલાં દરદો તેના મનની એવી વ્યાધિનું પરિણામ છે અને તેથી જે જે ચિન્હો જણાતાં રહે તે તે દરદોને લગતી દવાઓ રોજ પીતી રહે છે.

છુટા છેડાનો જે કોમોમાં રીવાજ હોય તે કોમની સ્ત્રીઓ કાયદાનાં પગલાં ભરી પોતાની એ સ્થિતી દુર કરી શકે તેમ હોય છે પણ તેમ કરવું એ પણ કાંઇ સ્હેલું હોતું નથી કારણ કે છુટા છેડા મેળવવા માટે પણ એ સ્ત્રીએ એમ સાબીત કરી આપવું પડે છે કે તે પુરૂષ લગ્ન કરતા પહેલાંજ નપુંસક હતો. અને પરણવા પછી તે લગ્નના હક ભોગવી શકતો નથી. તે વખતે પુરૂષ એવી તકરાર કરે છે કે લગ્ન થયું ત્યારે પોતે નપુંસકપણું ભોગવતો નહોતો પણ મોટી ઉમરે પરણેલો કે જે વખતે, પહેલાં ભોગવેલા એશઆરામને સબબે કાંઇક નબળો થઇ ગયો હતો અને છેક નપુંસક જેવી હાલત તો તેને લગ્ન થયા પછીજ લાગુ પડી છે. આ તકરારનું પરિણામ સ્ત્રીની તરફેણમાં પણ આવે અને પુરૂષની તરફેણમાં પણ આવે. જ્યારે એક જુવાન કોમળ મનની નિરાશ થયેલી સ્ત્રીને આવી કપાળકુટમાં ઉતરવું પડે ત્યારે તેના હૃદયને ભારી આઘાત લાગ્યા વિના તો નથીજ રહેતો.

## કુંવારી સ્ત્રીઓને મરદો કેમ ફસાવે છે ?

સ્ત્રીઓને આફત-શ્રાપ સમાન બીજા એક પ્રકારના એવા પુરૂષો હોયા છે કે જેને જનસમાજ "કોરગાઓ" કહેવાનુંજ પસંદ કરે. વર્ત-

માન પત્રોમાં એવા કોરગાઓ અને તેમનાં કરપીણુ કામોના ભવાડા કેટલીકવાર જાહેર પણ થાય છે. એ પુરૂષો એવા તો ઠગ-બગભક્ત જેવા હોય છે કે તેઓ નિર્દોષ સુંદર જુવાન છોકરીઓને પહેલાં તો તેમની સાથે કોઇ પણ પ્રકારે પરિચયમાં પડી તેમને મીઠી મીઠી વાતોથી પોતે તેમને પરણશે એવાં વચન આપી તેમને પોતાના સાથે હરતી ફરતી કરે છે અને ધીમે ધીમે વિશ્વાસ બેસાડી છેવટે તેમને ભંભેરી ફોસલાવીને તેમની મર્યાદા તોડી તેમની ઇજ્જત લે છે અને પછી જ્યારે એ છોકરી તરફથી તેને પરણવાનો આગ્રહ કરવામાં આવે ત્યારે તેને હરકોઇ બ્હાનું કહાડીને કે તેના તરફ બેદરકાર બનીને પરણવાની વાતનો ઇન્કાર કરવામાં આવે છે. આવા કાળા મેંઢા, ગરીબ તેમજ તવંગર વર્ગમાંથી પણ મળી આવે છે અને તેનો અટકાવ કરવો એ બહુ મુશ્કેલીભરેલું કામ છે પણ આ સ્થળે એટલું તો કહીશું જ કે એવા કોરગાઓ કોઇ પણ રીતે કાયદાના પંજામાંથી બચી શકતા નથી અને જો યોગ્ય પગલાં ભરવામાં આવે તો તેમને તેમનાં બુરાં કામની નસીયત સારી રીતે ભોગવવી પડે છે.

## પ્રૌઢાઓની માસિક માંદગી અને કામવાસના.

તરતની પરણેલી જુવાન સ્ત્રીઓના સંબંધમાં બનતા તેમની કુવારી સ્ત્રીઓના સંબંધમાં બનતા નખ્ખોદ વાળનારા બનાવો જણાવ્યા પછી હવે મોટી ઉમરે પહોંચેલી-પ્રૌઢા સ્ત્રીઓની દુર્દશાનો ચિતાર જોઇએ.

આપણા દેશમાં ૪૦-૪૫ વરસની વયે સ્ત્રી પહોંચે એટલે તેને તેનો ધણી ધરડી માની લે છે. અને એમ સમજે છે કે તેનું

સ્ત્રીપણું ખલાસ થઇ ગયું. સ્ત્રીની ખુબસુરતી અને જુવાનીનો જોસ નરમ પડેલો જોઇ એવા વિચારમાં ફસનાર પુરૂષો, પછી પોતાની સ્ત્રી તરફ માયા, મમતા અને વિવેકની નજરે જોવામાં બેદરકાર થતા જણાય છે અને પરીણામે મિત્રો અને સગા સંબંધીઓ પણ તેના તરફ ઓછું માન દેખાડવા માંડે છે. પણ એમ કરવામાં તેઓ કેટલીક વખત પોતાનુંજ ગંભીર અજ્ઞાનપણું જાહેર કરે છે, વધારે દીલગીરી જેવું તો એ છે કે, કોઇ કોઇ તબીબો પણ એવાજ વિચાર ધરાવતા દેખાયા છે અને ૪૦–૪૫ વરસની વયને સ્ત્રીપણું નાબુદ થએલું હોય એવી ઉમર તરીકે સ્વીકારે છે, પરંતુ એક નિયમ તરીકે એ વાત કોઇ રીતે પુરવાર થઇ શકતી નથી અને તેથી તે માની શકાય તેવી નથી. જે સ્ત્રી સંસાર વ્યવહારમાં કુદરતના કાનુનો અને આરોગ્યના નિયમો મુજબ વર્તી રહી હોય તે પોતાની પચાશ વરસની ઉમરે પણ બીજી ઓછી ઉમરની સ્ત્રીઓના કરતાં પણ પોતાનું સૌંદર્ય અને સ્ત્રીપણું વધારે સારી રીતે ધરાવતી હોવાના સંખ્યાબંધ દાખલાઓ મળી શકે છે.

વળી બીજી એક ભુલભરેલી માન્યતા એ પ્રચલિત છે કે, માસીક માંદગી અનુભવાતી બંધ થાય એટલે તે સ્ત્રીની કામવાસના પણ નાબુદ થઇ જાય છે. પણ તબીબોએ નોંધેલા અનેક દાખલાઓ ઉપરથી એમ ખાત્રી થાય છે કે એ માન્યતા અને કલ્પના બીલકુલ નાપાયાદાર છે એટલુંજ નહિ પણ તબીબો તો એટલે સુધી પોતાના અનુભવથી જણાવે છે કે, સંતાન–બીજ–સ્થાનને લગતી વહાડકાપ કરવા છતાં પણ તે સ્ત્રીની કામવાસના બંધ પડતી નથી.

## હીજડાઓમાં કામવાસના.

હીજડાઓમાં કામવાસના નથીજ હોતી એમ માનવું તે એટલુંજ ભુલભરેલું છે. જે હીજડાઓને છેક બચપણમાંજ ખસી કરેલા હોય તેમને માત્ર કામવાસના થતી નથી. એથીજ કોન્સ્ટેન્ટીનોપલ-ઇસ્તમબુલ ખાતે જે હબસી હીજડાઓ હોય છે તેમને તેમની જુવાનીની શરૂઆત થતા પહેલાંજ ખસી કરવામાં આવે છે.

## સ્ત્રી તેમજ પુરૂષોને ખસી કરવાના પ્રયોગ.

ખસી કરવાનો પ્રયોગ 'હિપોક્રેટ'ના સમયથી ચાલુ થએલો જણાયો છે પુર્વકાલના રોમન પ્રજામાં એ પ્રયોગ ચાર રીતે કરવામાં આવતા હતા. આજના સમયમાં પણ એ પ્રયોગ પુરૂષો ઉપર થાય છે એટલુંજ નહિં પણ સ્ત્રીઓમાં પણ અમુક સંજોગો વચ્ચે કરવામાં આવે છે અને તેમનાં સંતાન-બીજ-સ્થાન કાપી કહાડવામાં આવે છે. પણ એ પ્રયોગો કરવા પછી પણ તેવાં સ્ત્રી પુરૂષોની કામવાસના બંધ થઇ જાય છે કે કેમ તે બાબતમાં ડોકટરો એક મતે કોઇ પણ જાતના નિર્ણય ઉપર હજુ સુધી આવી શકયા નથી.

## એક ખુબસુરત હીજડો.

આપેલું ચિત્ર એક ખુબસુરત હીજડાનું છે. હીજડાઓમાં પણ શરીરનો ઉઘરભાવ થતોજ રહે છે એ વાત આ ચિંત્ર પરથી સમજી શકાશે. તેમ થવાનાં કેટલાંક સબળ કારણો છે. કામવાસનાનાં મુખ્ય સ્થાન સ્ત્રી તેમજ પુરૂષના શરીરમાં ત્રણ છે:—

(૧) ભેજું; (૨) બરડાનો કઠિા અને (૩) જનન શરીર. એટલે એકાદ સ્થાનને હાનિ પુગવાથી કે તેનો નાશ થવાથી જો કે કામવાસના નિબંધ થાય છે પણ જ્યાં સુધી એ ત્રણમાંનું એક પણ સ્થાન તંદુરસ્ત હોય ત્યાં સુધી તેની કામવાસના ઓછા વધતા પ્રમાણમાં પણ હસ્તી ભોગવેજ છે.

## વાંઝીઆપણાં માટે વધારે જવાબદાર કોણ હોય છે? સ્ત્રી કે પુરૂષ?

વાંઝણી સ્ત્રીઓ પ્રત્યે તેમના ધણી ઘણી વખત બહુ બેદરકાર બની જાય છે બલ્કે કેટલાકો તો તેમના તરફ ભારે અણગમાની નજરે જુએ છે અને તેમના પ્રત્યે બીલકુલ માન કે માયા દેખાડતા નથી; આગળના વખતમાં એવીજ માન્યતા જડ ઘાલી બેઠી હતી કે વાંઝીઆપણાં માટે સ્ત્રીઓજ જવાબદાર હોય છે પણ એ ભુલભરેલી માન્યતા દિનપરદિન નાપાયાદાર પુરવાર થઇ નાબુદ થતી જાય છે. એક સ્ત્રીને સંતાનોત્પતિ નાં થાય ત્યારે તેનેજ તુરત વૈદ ડાકટરો પાસે મોકલી દેવામાં આવે છે અને તેઓ તેના ઉપર દવાઓ તેમજ વહાડકાપના અનેક પ્રયોગો કરવા માંડે છે અને "વાંઝણી"નું મહેણું પોતાના શીર પરથી નીકળી જવાની ઉમેદમાં ને ઉમદમાં તે બીચારી તેની સઘળી વેદના અને કંટાળાને શરણે થાય છે. એટલું છતાં પણ જ્યારે તેને સંતાન થાયજ નહિં ત્યારે તો તેની નિરાશા હદપાર વધી જાય છે અને અંતુરામાં પુરં દુનિયામાં તેમને પોતાની સ્થીતી નામોશી ભરેલી સમજાય છે. એવી રીતે સારવાર કરનારા ઊંટ વૈદો કે બીનઅનુભવી ડાકટરોને એટલો ખ્યાલજ આવતો નથી

કે વાંઝીઆપણાં માટે કદાચ તેમના ધણીઓ કેમ જવાબદાર ના હોય? અનુભવી તબીબો તો એમ કહે છે કે, મોટે ભાગે સ્ત્રીઓ કરતાં પુરૂષો વધારે જવાબદાર હોય છે. આથીજ કુશળ અને અનુભવી તબીબો વાંઝણી સ્ત્રીની સારવાર શરૂ કરતાં પહેલાં તેના ધણીને બોલાવી તેના શરીરની તપાસ કરવા અને તેની જીંદગીની આગલી પાછલી હકીકત જાણવા કાળજી રાખે છે. આ વાત હવે ખુદ સ્ત્રીઓ પણ થોડી થોડી સમજવા લાગી છે એટલે વાંઝીઆપણા માટે માત્ર સ્ત્રીઓનેજ દોષ દેવાનું લાંબો વખત નભી શકશે નહિં.

## ચેપી દરદો ભોગવતા દયાહીન ખાવિંદો.

પોતે ચેપી દરદથી પીડાય છે એવું જાણતા હોય છતાં પોતાની સ્ત્રી સાથે સમાગમમાં આવી પોતાની સ્ત્રીની અને પોતાની ભવિષ્યની પ્રજાની જીંદગીઓની ખાનાખરાબી કરનારા કમઅક્કલ, અજ્ઞાન અને દયાહીન પુરૂષો ઘણા જોવામાં આવે છે. સ્ત્રીને પોતાના પતિની દુરાચારી ટેવની કે તે ચેપી દરદથી પીડાતો હોવાની માહીતી નહિં હોવાથી અથવા તો શરમ અગર બીકને લીધે જ્યારે તે પોતાના પતિની ઇચ્છાને વશ થાય છે ત્યારે તેને ખબર નથી હોતી કે એમ કરીને તેણી પોતાનું અને પોતાની ભાવિ પ્રજાનું નખ્ખોદ વાળે છે. એવા પુરૂષને ડોકટરોએ સાફ ચેતવણી આપેલી હોય છે કે તેમણે પોતાની સ્ત્રી સાથે જરા પણ સમાગમ રાખવો નહી છતાં પોતાની સ્ત્રીઓની જીંદગીની પાયમાલી કરે છે અને સાથે સાથે એવા સમાગમથી નીપજેલી પ્રજાના જીવનનું સત્યાનાશ વાળે છે.

## પુરૂષોને કપાળે ચોંટતા કલંકોનું સરવાયું.

સામાન્ય જનસમાજ તરફથી પુરૂષોને કપાળે કેટલાક કંલકો લગાડવામાં આવ્યાં છે. તેમાં મુખ્ય નીચે પ્રમાણે છેઃ—

(૧) કમ અક્કલ પુરૂષો એમ સમજે છે કે સ્ત્રી એટલે બાલકને જન્મ આપી તેની માવજત કરવા માટે સરજાયલું એક પ્રાણી.

(૨) પુરૂષો નિર્દોષ સ્ત્રીઓને ત્રાસદાયક દુઃસાધ્ય દરદોનાં ચેપ લગાડી તેમની જીંદગીની પાયમાલી કરે છે.

(૩) પુરૂષ સ્ત્રીને તેની કામ વાસનાને શરણ થવાની ફરજ પાડે છે.

(૪) વાંઝીઆપણાં માટે પુરૂષ પોતે જોખમદાર હોય ત્યારે પણ તે માટેનો દોષ સ્ત્રીને માથે ઢોળી પાડે છે.

(૫) સ્ત્રીઓનું છુટાપણું, પુરૂષ હરેક રીતે છીનવી લે છે અને પોતે પારકી સ્ત્રીઓ સાથે ગેર રીતે વર્તવાનું છુટાપણું ભોગવે છે. અને સ્ત્રીની જો જરા પણ કસુર પડે તો તેને તરછોડવા તજવા, છુટાછેડા કરી તેની જીંદગીની બરબાદી કરવા પુરૂષ તૈયાર થાય છે.

(૬) પુરૂષ જુવાન નિર્દોષ, ભોળી સ્ત્રીઓને ખોટાં વચનો અને અનેક પ્રકારનાં લોભ લાલચો આપીને કે મીઠી મીઠી વાતો કરીને ફોસલાવે છે અને છેવટ સુધી ફસાવે છે.

# પ્રકરણ ૨૬ મું.



## દારૂ, દારા અને દુઃખ.

દારૂનો જરા પણ ઉપયોગ કરનારાઓની કામવાસના જલ્દી ઉશ્કેરાઇ જાય છે. તબીબો મક્કમપણે, જણાવે છે કે, કામકાજવાળાનું દરદ દારૂ પીનારાઓમાં મોટે ભાગે જોવામાં આવે છે. દરેક દારૂ પીનારને એ દરદ લાગુ પડેજ છે એવું નથી પણ એટલું તો નિર્વિવાદ છે કે દારૂ અને વ્યભિચાર બે એક બીજાનાખાસ સોબતી છે, વ્યભિચારીઓનો હવસ દારૂથી ઘણો ખીલે છે અને સર્વ સુખ તથા આનંદ માત્ર પોતાની કામવાસનાને સંતોષવામાંજ સમાયલી તેઓ સમજે છે.

## દારૂમાં છુપાયલી શયતાની ખસલત.

કેટલાક નિર્દોષ માણસો દારૂ પીએ છે ત્યારે તેમના મન ઉપર એક પ્રકારની મોજ અને ઉલટ સ્ફુરી આવે છે અને થોડો વખત તેને જે ચિંતાઓ મુંઝવી રહી હોય તે દુર પણ થાય છે પંરતુ એ નજીવા લાભ ધ્યાનમાં લેતી વખતે એટલું ધ્યાનમાં રાખવું કે દારૂ તેની શયતાની ખસલત પ્રગટ કર્યા વિના કદી પણ રહેતોજ નથી. અને જેઓનો તે સોબતી થાય છે તેમને તે ખીલા વગરના ઢોરની માફક ઉશ્કેરાયલી હાલતમાં લાવી એવા તો આડે રસ્તે લઇ જાય છે કે, તેઓ પોતાનાં આરોગ્યનાં રક્ષણનું પણ ભાન રાખી શકતા નથી તો પછી એમને પોતાના સંસારનું કે સંતાનોની જીંદગીનું સત્યાનાશ વળશે એ વિચારવાની બુદ્ધિ ક્યાંથીજ રહે ? દારૂ અને દારામાંથી એક મોટું દુઃખ ઉભુ થાય

છે. આ પ્રકરણમાં દારૂના ગુણ તથા અવગુણોનું વિસ્તારથી વિવેચન કરવાનો વિચાર નથી પણ ડૉક્ટર આઇવાન બ્લૉશનું આ વચન તો અવશ્ય ધ્યાનમાં રાખવું કે જો કોઇ વ્યક્તિ સંભાળપુર્વક ધ્યાન રાખી પોતાના શરીરને અનુકુળ થઇ પડે એટલા પ્રમાણમાંજ અને યોગ્ય અનુકુળ પ્રસંગેજ દારૂ પીએ તો તો કાંઇ જાણવાજોગ નુકશાન થતું નથી એ વાત ખરી છે. છતાં મારે એ વાત તો કબુલ કરવીજ જોઇએ કે, દારૂનો ગેરરીતે ઉપયોગ થવાથી આજના જમાનામાં વ્યભિચારની પ્રવૃત્તિના સબંધમાં ભયંકર કરૂણાજનક પરિણામ આવ્યું છે.

દારૂની લતથી વધારે ખરાબ પરિણામ આવવાનું એ છે કે, પીનાર માણસને તે દારૂની ધુનમાં હોય ત્યારે નીતીનો ભંગ થાય તેવા અપરાધો–કૃત્યો નહિ કરવાની તેની ફરજનું તેને જરાએ ભાન રહેતું નથી અને તેથી તે તેમ કરતાં અચકાતો નથી.

દારૂ માણસને અમુક દરજ્જે પણ બેભાન બનાવે છે એ તો ચોક્કસ છે. જેટલે દરજ્જે બેભાનપણું વધે તેટલા દરજ્જે તે પોતાની જાતનું, નીતીનું કે જોખમદારીનું ભાન ભુલે એ દેખીતું છે.

## જરમન અને ફ્રેન્ચ વેશ્યાઓના ખાસ દારૂ ?

શેતાન ખાસીયતના પોતાની અને પારકાની પાયમાલી કરવામાંજ મસ્ત રહેનારા માણસો દુરૂપયોગ કરે એ ભયથી કેટલીક હકીકતો તો આવા પુસ્તકમાં લખવી પણ ઉચિત નહિં ગણાય. દારૂનો પ્રચાર પહેલાં હાલના જેટલો છુટથી થતો નહોતો. માત્ર રવિવારે, કે કોઇ સારા પ્રસંગેજ દારૂ પીવાનો રિવાજ હતો પણ આજે તો દારૂ છુટથી પાણીની

માફક પીવામાં મોજ મનાય છે અને તેથીજ બ્રાંડી, વ્હીસ્કી, બીર તથા પોર્ટર નામના દારૂઓની ખપત દિન પરદિન વધતીજ જાય છે.

જરમનીમાં વેશ્યાઓ ઘણું ખરૂં બીર દારૂ વાપરે છે. પોતે દારૂ છુટથી પીએ છે તેમજ પોતાની જાળમાં બરાબર ફસાવવા માટે તેમના મેમાનોને પણ પાય છે. સને ૧૮૯૮માં જરમનીમાં એકલો બીર–દારૂ દશ કરોડ પાઉન્ડ ( દોઢ અબજ રૂપીઆ ) ની કીંમતનો પીવાયો હતો. બીજા દારૂ પણ પ્રમાણમાં પીવાયાજ હતા. તે ઉપરથી સમજી શકાશે કે દારૂ પીવાની બદી હાલમાં કેટલી વધી ગઇ છે.

ફ્રાન્સના લોકોને બીર કરતાં એબસીન્થ દારૂનો શોખ વધારે હોય છે, ફ્રેન્ચ વેશ્યાઓ પોતાના મેમાનોની મેમાનગીરી તેમને એપેરીટીફ નામનું એક પીણું પાઇને કરે છે પરંતુ એ પીણું ભરપુર એબસીન્થ દારૂ તેમાં નાંખીનેજ બનાવવામાં આવે છે.

## સ્હેજમાં થતો નીતિ ભંગ.

દારૂ સંસારને સડો લગાડનારી પાપી વસ્તુ છે. એના સેવનથી સ્ત્રી પુરૂષમાં રહેલમાં નીતિ ભંગ થઇ જાય છે. દારૂ પીધેલી સ્ત્રીઓ શેતાન કોરગાઓના હાથમાં જલ્દી ફસાઇ જાય છે, વિદ્વાનો અને નીતિમાન પુરૂષો એટલા માટેજ એવો અભિપ્રાય દર્શાવે છે કે; લગ્ન કે બીજી ખાસ પ્રસંગની જે મીજલસોમાં સ્ત્રી પુરૂષો ભેગા મળતાં હોય તેવી મીજલસો અને મેહફીલોમાં દારૂનો ઉપયોગ બીલકુલ થવા દેવો નહિં જોઇએ.

## દારૂથી મરદી વધવાની મિથ્યા ભ્રમણા.

કેટલાકો એવી માન્યતા ધરાવે છે કે દારૂપીવાથી પુરૂષોની મરદીનો જોસ વધે છે પંરતુ એ પણ એક રીતે મિથ્યા ભ્રમણાજ છે એમ વૈદક શાસ્ત્રના અનુભવીઓ જણાવે છે, વિદ્વાન તબીબોની એ માન્યતાને જગ-વિખ્યાત કવી શેકસપીઅસ'નાં મેકબેથમાંનાં એક લખાણથી ટેકો મળે છે. શેકસપીઅર મેકબેથના બીજા અંકના ત્રીજા પ્રવેશમાં લખે છે કે, "ઘણો દારૂપીવાના કામને અનર્થ' કરીને વ્યભિચાર સાથે ભેલવી દેવામાં આવે છે. દારૂ માણુસને જોસમાં લાવે છે અને પાછો નિસ્તેજ બનાવી દે છે, દારૂ માણુસને ધસાવીને પાછો હઠાડે છે; દારૂ માણુસને લાલચ ઉપજાવી નાઉમેદ કરી નાખે છે; દારૂ માણુસને ટટાર રહેવા પ્રેરે છે અને પછી નમી પડવા લલચાવે છે; છેવટે દારૂ માણુસને નિંદ્રાવશ બનાવી, સુવાડી દઇ ત્યાંથી નાસી જાય છે."

## દારૂ મરદને કેવી રીતે નામરદ બનાવે છે?

દારૂ પ્રમાણુમાં થોડો પીવામાં આવે તો નામરદોમાં મરદી ઉશ્કેરે છે એ વાત ખરી છે. પંરતુ એ વાત કદી પણુ ભુલવી નહિ કે દારૂની ખુમારી દરમ્યાન જો ગર્ભાધાન થાય તો તેથી જે પ્રજા ઉત્પન્ન થાય છે તેના ભવિષ્યની ખાનાખરાબી થાય છે. વળી એ પણુ યાદ રાખવું કે દારૂથી કાંઇ મરદની મર્દાનગી વધતી નથી એમ વિદ્વાન તબીબોએ બાપોકાર જાહેર કર્યુ' છે. દારૂથી મરદી વધતી નથી પણુ માત્ર વિષયી માણુસની કામવાસના સતેજ બને છે. દારૂમાં શરીરને તાકાત, જોર, શક્તિ આપવાનો ગુણુ તો બીલકુલ છેજ નહિ. એથી

વિશેષ દારૂમાં એક અવગુણ છે. ડોકટર આઇવાન બલાશ કહે છે કે ગુપ્ત સંસારમાં દારૂ પીધેલો માણસ જેટલો વખત રોકાય છે તે કરતાં દારૂ નહિં પીધેલો માણસ ઓછો વખત રોકાય છે. એથી કરીને દારૂ પીધેલા માણસને ગરમીનાં દરદોનો ચેપ લાગુ પડવાનો વધુ સંભવ રહે છે કારણ કે તે માણસ ચેપી દરદવાળા માણસના સમાગમમાં વધુ વખત આવે છે.

## દારૂના વૈદકીય ગુણ.

દારૂના અવગુણો અને કામી માણસો તેનો ઉપયોગ કરે તેથી તેમને થતાં નુકશાન સમજવા જેવા છે અને તેથી તેનું વર્ણન અત્રે કર્યું છે. બાકી એજ દારૂમાં કેટલાક એવા ગુણ છે કે વૈદકીક નજરે ઓષધ તરીકે તેનો ઉપયોગ કરવો કેટલીક વખત અનિવાર્ય અને અકસીર થઇ પડે છે. અફીણ, ભાંગ, ચરસ અને તંબાકુમાં દારૂ કરતાં પણ કેટલાક વધારે ઝેરી તત્વો ભરેલાં છે એ પણ સમજવા સરખું છે.

## દારૂ માટે કવિ શું કહે છે?

એ માટે દારૂના સંબંધમાં એક કવિએ કહેલા શબ્દો બરાબર સમજીને યાદ રાખવા યોગ્ય કહી શકાય કે,

નિશા મત દે ગાંડુકો, ગાંડુ પીએ, ગમસેં મરે;
સીપાહ પીએ, રણમેં શુર ચડે, જોગી પીએ, ધ્યાન સાહેબસે ધરે.



# પ્રકરણ ૨૭ મું.

## ગર્ભપાત.

### પરિણામે થતી પાયમાલી અને ભારી સજા.

ગર્ભપાતનો સવાલ નીતિ તેમજ સંસારનાં ભલાંની નજરે જોતાં ઘણો ગંભીર છે. એ બદી જનસમાજમાંથી નાબુદ કરવાની ઘણી જરૂર છે પણ હજુ આ જમાનામાં પણ તેવા બનાવોની ખબર છાપાઓમાં વારંવાર વાંચવામાં આવે છે એ બતાવે છે કે, એ બદી હજુ પણ હસ્તી ભોગવે છે.

### નામોશી અને જોખમ ભરેલું કૃત્ય

ગર્ભપાત કરવામાં જે ચિંતા ધાસ્તી અને નામોશી તેમજ જોખમ સમાયલાં છે તે માણસના હાથે થતાં બીજા કોઇકજ કામમાં જોવામાં આવે છે. એ ઉપરાંત એ કૃત્યથી કાયમની બીમારી અને વાંઝીયાપણું લાગુ પડે છે એટલુંજ નહિં. પણ કોઇ કોઇ વખત તો તેથી કવખતે મોત પણ નીપજે છે એ બધાં જોખમોનું જ્ઞાન હોવા છતાં પણ લોકો ગર્ભપાત કરે છે એજ ભારે અજાયબી પેદા કરે તેવી બીના છે.

### ડાકટરો ગર્ભપાત ક્યારે કરે છે?

ડાકટરો કોઇ વખત ગંભીર જોખમમાંથી દરદી ઓને બચાવવા માટે ગર્ભપાત કરાવે છે પણ તે કુશળ તબીબ સઘળા સંજોગોનો બારીકાઇથી અભ્યાસ કર્યા પછી લાચારીએ તેમ કરે એ જુદી વાત

છે. અને સામાન્ય માણુસો પોતાની ભૂલચુક કે નડતર છુપાવવા કે દુર કરવાને ખાતર એવું જોખમ ભરેલું પાપી કામ કરે એ જુદી વાત છે ડોકટરો ગર્ભપાતનો ઇલાજ ત્યારેજ અજમાવે છે કે, જ્યારે તેને ખાત્રી થાય કે બાળકને જન્મ આપતાં એ સ્ત્રી મરણ પામશે અને તેની જીદંગી બચાવવાનો બીજો એકે ઉપાય નથી. અને તેટલું છતાં તે એ પ્રયોગ સ્ત્રીનાં વાલીઓની મંજુરી મેળવી બહુ દીલગીરી પુર્વકજ અજમાવે છે અને કાયદો તેથીજ તેને માફી બક્ષે છે.

એવા ગર્ભપાતના બનાવો માટે જો કે સઉ કોઇ દીલગીરી જાહેર કરે પણ તે માટે કોઇને કાંઇ ફરીયાદ કરવાનું કારણ રહે નહિં પરંતુ અત્રે જે લખવાનું છે તે બીજાંજ ખોટા વિચારો કે આચારોના પિરિણામ રૂપે એવા જે બનાવો બને છે તે માટે છે.

## સધવાઓની ઘેલછા.

કેટલાકો એમ માને છે કે માત્ર વિધવાઓજ ગર્ભપાત કરાવે છે. પણ તેમ નથી સુધરેલી દુનિયાના ઘણા એક મુલકોમાં પરણેલી સધવા સ્ત્રીઓને પણ એવું પાપકર્મ કરવાની ઘેલછા લાગુ પડેલી હોવાના દાખલા દિવસે દિવસે વધારે ને વધારે જાણવા સાંભળવામાં આવે છે. કેટલીક સ્ત્રીઓ ઘણું બાળકો જનમ્યા પછી તેની માવજત કરતાં-ઉછેરતાં કંટાળીને એવા ખોટા માર્ગ અખત્યાર કરવા દોરવાઇ જાય છે, પહેલાં તો એવી સ્ત્રીઓ ગર્ભાધાન થાય નહિ તે માટે ઉપાયો યોજી જુએ છે પણ તેમ છતાં તેઓની મુરાદ પાર ના પડે ત્યારે તેઓ એ પાપી કામ કરવા કરાવવાનો ધંધો લેઇ બેઠેલાંઓની મદદ મેળવવા

દોડે છે અને પરિણામે પોતાનો જાન ગુમાવવાનું કે કાયદાની જાળમાં ફસાઇ સખ્ત સજા ભોગવવાનું જોખમ ખેડે છે અને નામોશીમાં આવી પડે છે.

## કુંવારી માતાઓ!

બીજી તરફ કુંવારી છોકરીઓ પણ આ પાપ કર્મ કરતી જોવામાં આવે છે. નાનપણમાં છુટાપણાના વાતાવરણમાં ઉછરી રહેલી કેટલીક છોકરીઓ ઉમરમાં આવતાં છકેલ બની જાય છે અથવા કોઇ ઠગારાઓની મીઠી વાણી અને પ્રપંચી યુક્તિઓમાં ફસી પડી પોતાની પવિત્રતાનો ભંગ થવા દે છે ત્યારે બીજો કાંઇ ઇલાજ નહિં સુઝતાં તેઓ આ પાપ કર્મ કરવાનો માર્ગ અખત્યાર કરે છે. કેટલીક કોમોના કઢંગા રીવાજો અને સંજોગોને લઇને અને કેટલી વખત છુટાપણાંના ખોટા ખ્યાલને લઇને ઉમરે પુગેલી સ્ત્રીઓ હદબહાર વખત સુધી કુંવારી રહે ત્યારે એવા બનાવો બનવાનો સંભવ વધારે રહે છે.

પશ્ચિમના સુધરેલા કહેવાતા મુલકોને પણ એ સ્થીતીનો અનુભવ મળવા માંડયો છે તે એટલા ઉપરથીજ સમજી શકાશે કે ન્યુયોર્ક શહેરમાં કુંવારી માતાઓનાં સંખ્યાબંધ નામ દર વરસે નોંધાય છે.

## સ્ત્રીઓને ફોસલાવવાનો હુન્નર.

નાજુક અને નબળાં મનની સ્ત્રીઓને ફોસલાવવાનો ધંધોજ લઇ બેઠેલા સેતાનો-ફોરગાઓ બધી કોમમાં હોય છે. એવા પુરૂષો સ્ત્રીને ફોસલાવવાની તરેહવાર યુકિત રચવા અને શોધવામાં રાત દિવસ મશગુલ રહે છે; જો એક સ્ત્રી તેમના જરા પણ પરિચયમાં આવે તો પછી તેને

ફાંસામાં ફસવુંજ પડે, એ સ્રીમાં જરા પણ આનાકાની કરવાની હિંમતજ ના રહે એવી અનેક યુકિતઓ એવા હવસખોર પુરૂષો શોધી અને યોજી રાખે છે અને પરીણામે આબરૂદાર ખાનદાન કુટુંબની કુંવારી સ્રીઓની જીંદગીની ખાના ખરાબી થાય છે.

## પાપી પ્યારનો પરપોટો.

એવી ફસામણથી કે સ્વેચ્છાથી એક વખત એવા માર્ગે ચડેલી સ્રી પછીથી લગ્ન કરે તો પણ તે ભાગ્યેજ પોતાના પતિ પ્રત્યે વફાદાર રહી શકે છે. જ્યારે તેમના પાપી પ્યારનો પરપોટો ફુટી જાય ત્યારે તો તે વાત છુપાવવા માટે અનેક ઇલાજો તેઓ અજમાવે છે. એ ઇલાજો પણ જ્યારે ફતેહમંદ ના નીવડે ત્યારે તેઓ કોઇ નજીસ માણસોના હાથમાં ફસાય છે અને પોતાની, પોતાનાં માબાપની તેમજ કોમની ઇજ્જતને ડાઘ લગાડે છે અને કેટલીક વાર પોતાનો જાન પણ ગુમાવે છે.

## જુદા જુદા મુલકોમાં થતા ગર્ભપાત.

ગર્ભપાત જુદા જુદા દેશોમાં થાય છે અને તે સર્વ દેશોમાં તે માટે સખ્ત સજાઓ થાય છે. કેમકે બધા દેશોમાં તે એક મહાન ગુન્હો ગણાય છે. ગર્ભપાત કરવા માટે ઇંગ્લાંન્ડ અને આયરલેન્ડમાં દેશનીકાલની સજા ફરમાવેલી છે અને તેમાં પણ જો માતાનુ મરણ નીપજે તો તેને ખુનનો ગુન્હો ગણી ગર્ભપાત કરનારને મોતની સજા પણ કરવામાં આવે છે. ફ્રાન્સ, સ્પેન, જરમની, ઓસ્ત્રીઆ હંગરી, ઇટલી, રશીઆ, સ્વીડન વગેરે મુલકોમાં ગર્ભપાતના ગુન્હા માટે ૭ માસથી વીશ વરસ સુધીની અથવા દેશનીકાલની સજાઓ ફરમાવેલી છે.

રશીઆમાં જે સ્ત્રી જાણી જોઇને ગર્ભપાત કરવાની તજવીજ કરે તેને દેશનિકાલ કરી સઇબીરીયા ખાતે મોકલી આપવામાં આવે છે. આપણા દેશમાં પણ ગર્ભપાતનાં ગુન્હા માટે ભારી સજા થાય છે.

## ગર્ભપાત-એક જોખમ ભરેલો ધંધો.

એટલી સખ્ત સજાઓ ફરમાવેલી હોવા છતાં પણ એવા ગુન્હા કરનાર તેમજ કરાવનારાંઓની હસ્તી નાબુદ થતી નથી એ નવાઇ જેવું છે. ગર્ભપાત કરવાનો ધંધો કરનારાંઓ સારી પેઠે સમજતાં હોય છે કે, તેમાં પોતાના જાનનું જોખમ સમાયલું હોય છે. આથી તેઓ ઘણીજ સાવચેતી રાખી ખાનગીમાં પડદા પાછળ રહી કોઇ મોટી રકમની આશા-લાલચ મળે ત્યારેજ એવું કામ કરે છે. એવો ઇલાજ કરતાં કરાવતાં કોઇ સ્ત્રીનું મરણ નીપજે ત્યારે તેમની સ્થીતી બહુ કઢંગી થઇ પડે છે પણ તે વખતે પણ પોતાની ઇજ્જતની ખુવારી થશે એમ ધારી લાગતાં વળગતાં માણસો એ બનાવ છુપોજ રાખવા પેરવી કરે છે એટલે ખરો ખુન કરનાર તો કાયદાની જાળમાંથી છટકી જાય છે અને પેલી કમઅક્કલ હીણભાગી સ્ત્રી જીવથી જાય છે. એવા સંખ્યાબંધ દાખલાઓ બનતા હોય છતાં તે જાણવામાં ના આવે તેનું કારણ પણ એજ છે. પોલીસને એવા બનાવોની ખબર ત્યારેજ પડે છે કે જ્યારે તેમની પુરતી સાવચેતી છતાં એ વાત છુપી ના રહે અને કોઇ જાહેર જુસ્સાવાળો માણસના કે કોઇ સનંદી તબીબના જાણવામાં એ વાત આવી જાય. પરંતુ એ વાત છુપાવવાની પુરતી તજવીજ થાય છે અને ગર્ભપાતના પરિણામે નીપજેલાં મરણોને ડોકટર ફોસ્ટ રકોટ

કહે છે તેમ ઘણી વખત તો હૃદયના ધબકારા બંધ પડી જવાથી, પાંડુ રોગ થવાથી, સોજાઓ થવાથી કે ગુરદામાં દરદ થવાથી નીપજેલા મરણો તરીકે જાહેર કરી દેવામાં આવે છે.

## પ્રજોત્પતિમાં ઘટાડો શાથી થયો?

ગમે તે કારણ હોય પણ ખાસ ધ્યાન ખેંચનારી બીના તો એ થઇ પડે છે કે ઘણીએક કોમોમાં છેલ્લાં કેટલાંક વરસો થયાં પ્રજાની ઉત્પત્તિમાં ઘણો ઘટાડો થઇ ગયો છે એનાં બીજાં કેટલાંક કારણો પણ હશે પણ વૈદ ડોકટરોની નજરે તો તેના જે કારણો જણાય છે તેમાં (૧) પ્રમેહ, વિસ્ફોટક વગેરે દરદ થવાથી પેદા થયલું વાંઝીઆપણું (૨) પરણેલી સ્ત્રીઓ પણ ગર્ભપાત કરાવીને મેળવતી વાંઝણીપણું અને (૩) ગર્ભાધાન થાય નહિ તે માટે યોજેલાં ઉપાયો એ ત્રણ મુખ્ય હોવાનું સમજાય છે. છેલ્લા બે માર્ગો અખત્યાર કરનારાંઓ થોડો વખત તો તેમ કરવાથી કેટલાક આર્થીક કે સાંસારિક લાભ થયેલા ભલે માની લે. પણ છેવટે જ્યારે તેઓ પોતાના ઘરને અને જીવનને જ્યારે ઉજ્જડ, સ્મશાન જેવાં જુએ છે ત્યારે તેમને પોતાને પણ ભારી પસ્તાવો થાય છે.



# પ્રકરણ ૨૮ મું.

## ગલીચ દરદોનાં અધમ ધામ.

### દેશ પરદેશની વેશ્યાઓ અને કુટણખાનાંઓ

પ્રમેહ, સિફિલીસ-વિસ્ફોટક, ચાંદી વગેરે ચેપી દરદો હાલમાં જે ઘરેઘર ફેલાઇ ગયાં છે તેનું કારણ-મુખ્ય સાધન-મૂળ દ્વાર તપાસતાં વિદ્વાનો અને અનુભવીઓને ખાત્રી થઇ છે કે, વેશ્યાગૃહો-કુટણખાનાંઓ એજ તેનું ધામ છે. તેથીજ તેઓ બાપોકાર કહે છે કે, વેશ્યાવાડો ના હોય તો ગરમીનાં દરદો પણ નજરે ના પડે. એ જોતાં એમ ખાત્રી થાય છે કે, વેશ્યાગૃહોએ જગતને પાયમાલ કર્યું છે અને ભારે ત્રાસ વર્તાવ્યો છે.

## વેશ્યાનો ધંધો કેમ શરૂ થયો ?

ત્યારે પ્રશ્ન એ ઉભો થાય છે કે, વેશ્યાનો ધંધો શરૂ કેમ થયો ? એ માટે ઘણું બહોળું સાહિત્ય વિદેશી ભાષાઓમાં લખાયેલું છે પરંતુ આ પુસ્તકમાં તે તવારીખમાં ઉતરી શકાય તેમ નથી. અત્રે આપણે વૈદકશાસ્ત્રની નજરે એટલુંજ તપાસીશું કે એવાં ગૃહો દિવસે દિવસે કેવા રૂપમાં વધતાં અને હસ્તીમાં આવતાં જાય છે અને તેનાં શું પરિણામ આવે છે.

## વેશ્યાઓ અકળ વસ્તુ છે.

ખુબીની વાત તો એ છે કે, વેશ્યા કોને કહેવી તેની વ્યાખ્યા પણ કોઇ નક્કી કરી શકતું નથી. એટલુંજ નહિ પણ વેશ્યાગમન

કરનારાં લાખો માણસો હોવા છતાં અમુક વેશ્યા અમુક દેશની કે અમુક ગામની છે, અમુક જાતની કે અમુક વર્ગની છે, કે અમુક ઉમરની છે એ પણ કોઇને માલુમ પડતું નથી. એ સ્ત્રી વેશ્યાનો નામોશી ભરેલો ધંધો કરવા કેમ તત્પર થઇ તે વાત તો કોઇ સમજીજ શી રીતે શકે? જ્યાં આવી સાદી બાબતોની ખરી વીગતો પણ જાણવા ના મળે તો તેનાં ગોત્ર-કુટુંબ, તેની ખાસીયતો, તેનાં આચાર વિચાર અને તેના ગુણ દોષનો ખ્યાલ તો કયાંથીજ મળી શકે? ગમે તેમ પણ તેમના જીવનમાં એવા કેટલાક ગુહ્ય ભેદો રહેલ હોય છે કે ખરૂ કહીએ તો તેમને પણ અકળ સ્થીતી અને અકળ ગતિનાં માણસો કહી શકાય.

## વેશ્યાઓનાં શરીરમાં થતા અજબ ફેરફારોની વિગત.

વેશ્યા તરીકે ધંધો કરનારી સ્ત્રીઓના શરીરમાં એ ધંધો અખત્યાર કર્યા પછી ઘણા ફેરફારો થાય છે. પરંતુ એ ફેરફારો અને તેનાં વૈદકીય કારણો કોઇજ જાણતું નથી. એવી સ્ત્રીઓનાં શરીર એ ધંધામાં પડયા પછી ફુલાઇ જાય છે અને પોતે જાડી બની જાય છે; તેમના અવાજ બદલાઇ જાય છે; આંખો અને માથાના વાળનો રંગ પણ બદલાઇ જાય છે અને તેમનાં જનન-શરીરમાં તો એટલા ગંભીર ફેરફાર થાય છે કે, તેમને માટે થોડા વખતમાંજ વાંઝીઆપણું નિર્માણ થઇ જાય છે.

## સ્ત્રીઓ કુટણખાનામાં શા માટે જાય છે.

વેશ્યાગૃહો અને કુટણખાનાં જેને અંગ્રેજીમાં 'બ્રોથેલ્સ કહે છે તે જાહેર જગ્યાઓ ઉપરાંત કેટલાંક ખાનગી સ્થળો પણ એવાજ ધંધા

ચલાવવા માટે રખાયલાં હોય છે. જાહેર વેશ્યાગૃહો કરતાં પણ જનસમાજને વધારે નુકશાન એવાં છુપાં ધામોથી પહોંચે છે કેમકે એવા ધામોમાં થતી બદફેલી વધારે પાયમાલી કરનારી, ભયંકર અને જોખમ ભરેલી હોય છે. એવા ખાનગી ધામોમાં ગમે તેવા ઇજતદાર માણસો પણ સ્હેલાઇથી જઇ શકે છે. કુંવારી અને પરણેલી સ્ત્રીઓ પણ એવું એકાદું ધામ જાણુમાં આવતાં પોતાના પરચુરણ ખર્ચ માટે છુટ મેળવવાને કે ફેશનોના પોતાના મોહની તૃપ્તિ કરવાના સાધનો મેળવવાને તેવાં સ્થળોએ જવાને ટેવાય છે એટલુંજ નહિં પણ કેટલીક વખત તો નીતિહીન અને કમજોર માબાપ કે ધણીની ગુપ્ત સંમતિથી પણ તેવાં સ્થળોમાં જઇ પૈસા મેળવી લાવી ગરીબીથી વેઠવી પડતી મુશ્કેલીઓ દુર કરવાને ખાતર કેટલીક સ્ત્રીઓ જાય છે

## ખાનગી કુટણખાનાઓ.

એ કરતાં પણ વધારે ખાનગી કુટણખાનાઓનો એક બીજો પ્રકાર હોય છે જેને અંગ્રેજીમાં (Houses of Accomodation) કહે છે. એવી જગ્યાઓમાં બદફેલી કરનારાંઓ તદ્દન ખાનગી રીતે પોતાનાં એવાં કામ કરી શકે છે એટલે તે જાહેર કુટણખાનાંઓ કરતાં પણ વધારે ખરાબી કરનારાં થઇ પડે છે અને તેમાં ખાસ કરીને આબરૂદાર ઉંચ કુટંબનાં માણસોના આરોગ્ય અને ઇજજતની ગંભીર ખરાબી થવા પામે છે. એવાં મકાનોમાં કોઇ પણ વખતે હાજર રહેનારી કોઇ વેશ્યા હોતી નથી. આબરૂદાર કુટુંબની સ્ત્રીઓ અને પુરૂષો પોતાની વ્યભિચાર વૃત્તિથી પ્રેરાઇ અમુક સંતલસ કરી એવાં મકાનોમાં જઇ પોતાની વૃત્તિની આસાનીથી તૃપ્તી કરે છે અને પાછાં જનસમાજમાં

આબરૂદાર અને ઇજતદાર બની બગભગતની માફક સીધાં અને શાણાં માણસો તરીકે હળીમળી શકે છે. બીજા શબ્દોમાં કહીએ તો તેઓ પોતાના સગાં સંબંધીઓ અને મિત્રોને તેમજ સમસ્ત જગતને એવા સ્થળોની મદદ અને સગવડથી આંધળા બનાવી શકે છે અને ગંભીર રીતે ઠગી શકે છે. એ પ્રકારનાં ખાનગી કુટણખાનાંઓ તરેહવાર રૂપમાં અને તરેહવાર નામઠામથી યોજાયલાં હોય છે એટલે તેનો અટકાવ કે નાશ કરવો મુશ્કેલ થઇ પડે છે. એવા સ્થળો અનેક પ્રપંચી યુક્તિઓ અને નામોથી હસ્તી ભોગવે છે. કોઇ ઠેકાણે તે એક ક્લબ તરીકે તો કોઇ ઠેકાણે તે વીશી, દરજીની, દુકાન. કાપડીઆની પહેડી કે ચાહપાણીનાં હોટેલ રૂપે હોય છે તો કોઇ ઠેકાણે તે ગમ્મત રમ્મતનાં સ્થળ તરીકે યા બીજી રીતે ગોઠવાયલું હોય છે. આપણા દેશમાં તેમજ બીજા અનેક દેશોમાં મોટાં શહેરોમાં આવા સ્થળોએ પ્રજાની ઘણી પાયમાલી કરી છે.

જરમનીના બરલીનમાં જાઓ કે હેમ્બર્ગમાં જાઓ, ઓસ્ત્રીઆના વીએનામાં જાઓ કે ફ્રાન્સના પેરીસમાં જાઓ, પણ બારીક તપાસ કરવાથી ખાત્રી થશે કે એવાં મોટાં શહેરોમાં આવા ખાનગી કુટણખાનાંઓનો ફેલાવો બહુ વધી પડયો છે. અમેરીકાના સેંગર નામના એક વિદ્વાન તબીબે ન્યુયોર્કમાં એવાં કુટણખાનાંઓની વધી પડેલી બદી ઉપર પોતાના એક પુસ્તકમાં લંબાણથી વિવેચન કર્યું છે. અંગ્રેજ ડોકટર વીલ્યમ એકટને એજ વિષયનું એક પુસ્તક પ્રગટ કરી તે વિષે ઘણી જાણવા જોગ બાબતોથી જાહેર પ્રજાને માહીતગાર કરી છે.

## આબરૂદાર વેશ્યાઓના ઢોંગ સોંગ.

એવી પીડા પેરીસ અને બરલીનમાં ઘણી વધી પડી છે. જાહેર રસ્તાઓમાં કેટલીક વેશ્યાઓ આબરૂદાર સ્ત્રીના માફક કપડા લત્તાં સજી ડાવકી રીતે ફરે છે પણ જ્યારે કોઇ શીકાર મળી આવે ત્યારે તેમને એવા ખાનગી કુટણખાનાંઓમાં લઇ જાય છે.

## મુસાફર વેશ્યાઓ.

વાત એથી પણ હવે તો આગલ વધવા માંડી છે. એવી ઢોંગી વેશ્યાઓ આબરૂદાર સ્ત્રીઓના રૂપરંગ ધારણ કરી રેલ્વે અને સ્ટીમરોમાં મુસાફરી કરે છે તેઓ માટે ભાગે પહેલા વર્ગમાંજ મુસાફરી કરે છે અને ત્યાં કોઇ મોટા કુટુંબની સ્ત્રી તરીકે પોતાને જણાવી પુરૂષ ઉતારૂઓને ફોસલાવી ફસાવે છે અને શીકાર સર કરે છે એ જાતની મુસાફર વેશ્યાઓને 'ઉડતા પંખેરા' પણ કહી શકાય કેમકે તેમની મુસાફરી કાંઇ નાની સુની હોતી નથી. તેઓ તો પતંગીઆં કરતાં વિધવિધ રંગરાગમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે ઝડપબંધ ઉડી જાય છે. આજે એવી જે સ્ત્રી પેરીસમાં શીકાર શોધતી હોય તે કાલે તો લન્ડનમાં ઉડી આવી હોય અને શીકારની સહેલગાહે નીકળી પડી હોય. ગઇ કાલે મોન્ટે કારલોમાં હાથમાં આવેલા શીકારનું ગળું કાપી રહેલી સ્ત્રી આજે કોન્સ્ટાન્ટીનોપલમાં આવી કોઇ શીકાર ઉપર ગોળીબાર કરવાની પેરવીમાં મશ્ગુલ બની ગએલી માલુમ પડે છે. એવી સ્ત્રીઓ જુદા જુદા દેશોમાં પેદા થાય છે પણ એટલી ચપલ અને હિંમતબાજ સ્ત્રીઓ પ્રમાણમાં જરમનીમાં વધારે મળી આવે છે.

## વીલાયતની વેશ્યાઓની હુન્નરમંદી.

વીલાયતની વેશ્યાઓ તો જાણે કે શીકારો કેમ શોધવા તેના હુન્નરમંદીનાં શાસ્ત્રો રચતી હોય તેમ દિન પર દિન અવનવા માર્ગો શોધતી અને અજમાવતી નજરે પડે છે એટલે જાહેર પ્રજા પણ તેમને ઓળખવા અને તેનાથી સાવધ રહેવાને કોઇ વખત તો તદ્દન અશક્ત નીવડે છે.

## દારૂવાલાઓનો આધાર વેશ્યાઓ.

જરમનીનાં મોટા શહેરોના ઘણા દારૂવાળાએ પોતાનો ધંધો ધીકતો ચલાવી સારો નફો મેળવવા માટે વેશ્યાઓની સારી સંખ્યાને પોતાની દુકાનોમાં "બાર-મેઇડ" તરીકે રોકે છે. એ 'બાર-મેઇડ'નું કામ એજ હોય છે કે, ઘરાકોને વધારે દારૂ પીવાને લલચાવવા. દારૂની દુકાનોમાં 'બાર-મેઇડ' તરીકે કામ કરતી એ વેશ્યાઓ પોતે ઘણો દારૂ પીને જીરવવાની શકતી ધરાવતી હોય છે એટલે તેઓ ઘરાકોને ચેન-ચાળા કરી વધુ દારૂ પીવાને લલચાવી શકે છે એટલુંજ નહિં પણ તેમની સાથે ગેલ-ગમતમાં જોડાઇ પોતે પણ સાથે દારૂ પીવા માંડે છે, અને તેનાં બીલ તેમના શીકાર બની ગયેલા ઘરાકો ચુકાવે છે. આથી દુકાનદારોને વકરો વધે છે અને લાભ થાય છે એટલુંજ નહિં પણ ખુદ તે 'બાર-મેઇડ'ને પણ લાભ થાય છે કેમકે તેમણે જેટલો વકરો વધારે કરાવ્યો હોય તેના ઉપર તેમને ઉત્તેજન તરીકે અમુક કમીશન કે બોનસ મળે છે. જરમનીની આવી દુકાનો 'એની મીરકન્સીપેન" કહેવાય છે. ડોકટર બ્લોશ કહે છે કે એ 'બારમેઇડ' તરીકે કામ કરતી સ્ત્રીઓમાં સેંકડે

૮૦ થી ૯૦ જેટલી તો ચેપી રોગથી પીડાતી હોય છે એટલે એ દુકાનો ચેપી રોગનો ફેલાવો કરનારા અધમ ધામો સામાન થઇ પડી છે.

## ગમત રમતનાં મથકોનો વ્યભિચાર માટે થતો ઉપયોગ.

'બૉલ–રૂમ્સ' કે 'ડેન્સીંગ–સલુન' તરીકે જણાવવામાં આવેલાં કેટલાંક મકાનો પણ ખરી રીતે તો બદફેલીનાં ધામ રૂપ કુટણખાનાંજ હોય છે એવા ઘણા દાખલા પેરીસ અને બરલીનમાં નજરે પડે છે.

## વેરાયટી થીએટરમાં વેશ્યાઓના રાફડા.

રમતગમત, મોજશોખ અને કેટલાક હુન્નરમંદીના ખેલો માટે ઉભા કરવામાં આવતાં વેરાયટી થીએટરોનો પણ પેરીસ અને બરલીનમાં બેહદ દુરૂપયોગ થાય છે. હલકી નીતીની સ્ત્રીઓ એ થીએટરોમાં કીડીઓના રાફડા ફાટયા હોય તેની માફક ઉભરાઇ જાય છે અને ત્યાં પોતાનો ધંધો ચલાવવાની હુન્નર મંદીનો ઉપયોગ કરતાં સ્હેલથી વ્યભિચારી પુરૂષોને પોતાના શીકાર બનાવે છે.

## સરકારના ચાંપતા ઇલાજો નિષ્ફળ થાય છે.

એ દેશની સરકારો અનીતીનો ધંધો ફેલાતો અટકાવવા માટે ઘણા ઉપાયો યોજે છે છતાં દહાડે દહાડે એ બદી વધારે ને વધારે નવા નવા પ્રપંચો મારફતે વધતીજ જાય છે એ માલુમ પડયું છે. બરલીનમાં કેટલાંક મકાનોના દરવાજાઓ ઉપર એવાં પાટીયાં મારેલાં હોય છે કે, "અહીં મહીનાં, અઠવાડયા, કે એક દીવસને માટે ઓરડાઓ ભાડે મળશે." આબ્બવાન બ્લોશ લખે છે કે, આ જાહેર ખબરો અનીતીના

ધંધાને ઉત્તેજન આપવા માટેજ મોટે ભાગે યોજાએલી હોય છે એમ નક્કી કહી શકાય નહિં પણ તેથી એવા કામને ઉત્તેજન મળે છે એમ તો જરૂર કહી શકાય. એવાં મકાનોને ઘણી વાર 'ફરનીશ્ડ લોજીંગ' તરીકે પણ જાહેર કરવામાં આવે છે પણ ખરી રીતે તે પૂર્ણપણે કુટણખાનાંજ હોય છે.

## ચંપીખાનાના નામે રખાતાં કુટણખાના.

વેશ્યાઓ કેટલીક વખત ચંપીનો હુન્નર થોડો ઘણો શીખી લે છે અને પછી 'મેસેજ ઇન્સ્ટીટયુટ' નામનાં ખાતાંઓ ખોલે છે પણ ખરી રીતે ત્યાં તેઓ આસાનીથી વેશ્યા તરીકેનો પોતાનો ધંધો ધમધોકાર ચલાવે છે.

## કાફે પણ વેશ્યાઓનાં ધામ.

બરલીનમાં કેટલાંક એવાં ખાતા રાતનાંજ ઉઘાડવામાં આવે છે. અને તેને 'કાફે' નામથી ઓળખાવવામાં આવે છે પણ ખરી રીતે ત્યાં વેશ્યાઓ આખી રાત પોતાના અનીતીના ધંધા માટેજ જાગતી રહે છે.

આ ઉપરથી વાંચકો કેટલાક એવાં મથકોના બુરા હેતુની કાંઇક માહીતી મેળવી શકશે અને તેથી એવા સ્થળોએ જતાં પહેલાં સાવધ રહી ચોક્કસ તપાસ કરી જોવાને સમર્થ થશે.

# પ્રકરણ ૨૯ મુ.



## જુદા જુદા દેશોમાં વાંઝણી સ્ત્રીઓનાં સ્થાન.

માણસ જાતીની ચડતી પડતી અને પ્રગતિની તવારીખનો અભ્યાસ કરતાં જણાય છે કે, વાંઝણી સ્ત્રીઓને હંમેશાં પ્રજામાં નુકશાનકર્તા તરીકે માનવામાં આવી છે. અને વાંઝીઆપણાને સ્ત્રી જાત પોતે એક કલંકરૂપ સમજે છે.

## જુદી જુદી પ્રજાની વાંઝણી સ્ત્રીઓ.

એક સ્ત્રી જ્યાંસુધી એક પણ બાળકની માતા થાય નહિં ત્યાં સુધી તેને માટે માનની દ્રષ્ટિ ઉત્પન્ન થતી નથી. તેમજ તેની પ્રતિષ્ઠા જામતી નથી.

## ઇરાનમાં વાંઝણી સ્ત્રીઓની દશા.

ઇરાનમાં કોઇ સ્ત્રીને પ્રજા નથી થતી એમ લાગે ત્યારે તેમના ભરથાર તરફથી તેમને 'તલાક'–છુટા છેડા આપી દેવામાં આવે છે.

## ચીન અને જાપાનમાં વાંઝણી સ્ત્રીઓની દશા.

ચીન અને જાપાનમાં વાંઝણી સ્ત્રીની બહુ દુર્દશા થાય છે, એવી સ્ત્રીની તરફ ત્યાં કોઇ જરા પણ માન દેખાડતું નથી બલ્કે તેઓ એક કંગાલ જાનવર જેવી લેખાય છે.

## હબસી લોકોમાં વાંઝણી સ્ત્રીઓની દશા.

હબસી લોકોમાં વાંઝણી સ્ત્રી તરફ તિરસ્કારની નજરે જોવામાં આવે છે અને તેવી સ્ત્રીને પરણવા માટે લગ્ન વખતે તેનાં માબાપને જે

પૈસા આપવામાં આવ્યા હોય તે જ્યારે તેને પ્રજા ના થાય ત્યારે પાછા માગવામાં આવે છે.

## યાહુદી અને તુર્ક લોકોમાં વાંઝણી સ્ત્રીઓની દશા.

યાહુદી અને તુર્ક લોકોમાં પણ ઇરાનના લોકોની માફક એવી માન્યતા છે કે, વાંઝણી સ્ત્રીને તલાક આપી દેવા જોઇએ એવી રીતે એક વખત જે સ્ત્રીને તલાક આપી દેવામાં આવે તે ગમે તેવી જુવાન અને ખુબસુરત હોય છતાં પણ તેમને કોઇ પણ પુરૂષ પરણવાની ના પાડે છે અને એવોજ જવાબ આપે છે કે, એ સ્ત્રીને છોકરાં થતાં નથી તો પછી તેને શા માટે પરણવું? યાહુદી લોકોના 'તાલમદ' માં સ્ત્રી કેવી હોવી જોઇએ તેના સંબંધમાં એમ કહેવામાં આવ્યું છે કે, "સ્ત્રી ખુબસુરત હોવી જોઇએ, નમણી હોવી જોઇએ અને પ્રજોત્પત્તિ કરનારી હોવી જોઇએ" બીજે સ્થળે એજ ગ્રંથમાં લખ્યું છે કે, "ગરીબ, રગતપીતીઆં આંધળાં અને વાંઝીઆં તો મુએલાંજ ભલાં." પુરૂષો માટે પણ એ પુસ્તકમાં કહેવામાં આવ્યું છે કે, "જે પુરૂષ બાળકો ન થાય એવી મકસદથી કુંવારો રહે તેણે ખુન કરવા જેટલો ગંભીર ગુન્હો કરેલો માની શકાય."

## હિંદુસ્થાનમાં વાંઝણી સ્ત્રીઓની દશા.

હિંદુસ્થાનમાં જે સ્ત્રીને સંતાન ન થાય તેને અપશુકનવંતી માનવામાં આવે છે એટલુંજ નહિં પણ કેટલીક એવી કોમો છે કે તેઓમાં વાંઝણી સ્ત્રીઓને તેમના માબાપોને ઘેર પાછી પણ મોકલી દેવામાં આવે છે અને સાસરીઆને ઘેર તેમને કાંઇ પણ સુખ, માન કે હક મળતા નથી.

## જરમનીમાં વાંઝણી સ્ત્રીઓની દશા.

જરમનીમાં જુના કાયદા પ્રમાણે એક વાંઝણી સ્ત્રી અને એક નામરદ પુરૂષ એઉને એક સરખી રીતે છુટા છેડાને લાયક ગણવામાં આવતાં હતાં.

## રોમન પ્રજામાં વાંઝણી સ્ત્રીઓની દશા.

રોમન પ્રજામાં આગલા વખતમાં એમ માનવામાં આવતું હતું કે વાંઝણી સ્ત્રીઓ ઉપર 'ઇશ્વરનો કોપ' ઉતરેલો હોય છે. ઑગસ્ટસના સમયમાં તો જે સ્ત્રી ત્રીશ વરસની ઉમર પછી લગ્ન કરવા છતાં સંતાન વિનાની રહેતી તેને સજા કરવામાં આવતી હતી.

## સ્લોવોનીક પ્રજાઓમાંની વાંઝણી સ્ત્રીઓની દશા.

સ્લોવોનીક પ્રજામાં તો એવીજ માન્યતા છે કે, એક સ્ત્રીને જ્યાં સુધી એક પણ બાળક થાય નહિં ત્યાં સુધી તે સ્ત્રીને એક સ્ત્રી કહી શકાય નહિં ઇસ્ત્રીઆના મુલકમાં તો એવી સ્ત્રીને હીજડા કહેવામાં આવે છે.

## વાંઝીઆપણું અને દુનિયાના પ્રવીણ લેખકો.

ચાલુ જમાનામાં તેમજ આગલા જમાનામાં દુનિયાના સર્વ ભાગોના વિદ્વાનોએ વાંઝીઆપણાના સંબંધમાં લંબાણથી પોતપોતાના ગ્રંથોમાં વિવેચન કર્યાં છે. પ્રખ્યાત આર્ય વૈદ સુશ્રુતે એક વાંઝણી સ્ત્રી સંતાનવતી ક્યારે બને છે તે વિષે વીસ્તારથી અનેક સુચનાઓ કરી છે. તેજ પ્રમાણે ખ્રીસ્તીઓનાં ટેસ્ટમેન્ટમાં યાહુદીઓનાં ધાર્મિક પુસ્તક 'તાલમદ'માં પણ એજ વિષય ઉપર પુષ્કળ વિવેચનો જોવામાં

આવે છે. એટલુંજ નહિં પણ પ્લીની, હીપોક્રેટ, એરીસ્ટોટલનાં ગ્રંથોમાં પણ વાંઝીયાપણા માટે પુષ્કળ ટીકા, સુચના અને ઇલાજોનાં વર્ણન કરેલાં છે. આરબ લોકોનાં વૈદકીય પુસ્તકોમાં તો એ વિષયને અતિશય અગત્ય આપેલી જણાય છે.

## બે પ્રકારનું વાંઝીઆપણું.

સ્રીઓને વાંઝીઆપણાનું જે દરદ લાગુ પડે તેના બે પ્રકાર પાડવામાં આવ્યા છે. લગ્ન કર્યા પછી ત્રણ વરસ સુધી રાહવાટના હકો ભોગવવા છતાં જો સ્રીને ગર્ભાધાન ના થાય તો તેને ડોકટરો જન્મથીજ લાગુ પડેલું વાંઝીઆપણું કહે છે. અને જો એક બે સંતાન થયા પછી સંસાર વહેવારમાં રહેવા છતાં કોઇ સ્રીને છોકરાં થતાં બંધ પડી જાય તો તેને ડોકટરો Acquired અથવા Relative Sterility કહે છે.

## એકજ બાળક થવા પછી સ્રીઓ વાંઝણી કેમ થાય છે?

એક બે બાળકને જન્મ આપ્યા પછી ગર્ભ રહેવાનું બંધ થઇ જાય એવા પ્રકારનું વાંઝીઆપણું ઘણી સ્રીઓને લાગુ પડે છે અને ઘણી તો પહેલાંજ સંતાનને જન્મ આપ્યા પછી તુરત એવી સ્થીતી પ્રાપ્ત કરે છે. તેમ થવાનાં સંખ્યાબંધ કારણો હોય છે પણ તેમાંનાં મુખ્ય એ છે કે, (૧) પહેલી સુવાવડ કઢંગી થઇ પડી હેરાનગતી ભોગવવી પડી હોય તેથી ગર્ભસ્થાનને અને તેની સાથે સંબંધ ધરાવતાં અવયવોને જો સોજા લાગુ પડી ગયા હોય તો તે સ્રીની તબીયત દુર્બળ થઇ જાય અને તેની જનનશક્તિ નાશ પામે છે. (૨) ઘણીજ કમજોર નાજુક

બાંધાવાળી સ્રીની જનનશક્તિ પહેલીજ સુવાવડે નાશ પામે છે; (૩) એનીમીયાનાં દરદવાળી સ્રીઓની જનનશક્તિનો નાશ થાય છે; (૪) પહેલાં બાળકને જન્મ આપ્યા પછી સ્રીના ગર્ભસ્થાનમાં અમુક જાતની ગાંઠ થવાથી ગર્ભ ધારણ કરી શક્તિ નથી. (૫) પહેલીજ સુવાવડે સર્વ જનનશક્તિ ખોઇ દે તેવી પ્રકૃતિ હોય (૬) સુત્રાવડ પછી તુરતમાં ટાઇફોઇડ કે બીજા એવા કોઇ ઝેરી તાવથી જો એક સ્રી વધારે પીડા પામી હોય તો પણ તે વાંઝણી બની જાય છે.

## વાંઝીઆપણાંના ખાસ ગુપ્ત કારણો.

એ ઉપરાંત એવી રીતે વાંઝીઆપણું લાગુ પડી જવાનાં બીજાં પણ કેટલાક એવાં છુપાં કારણો હોય છે કે જેના સંબંધમાં કાંઇક વીગતવાર વિવેચન કરવું પડશે.

(૭) કેટલીક વખત એવું બને છે કે સ્રીને સુવાવડ ગયા પછી પોતાની તબીયત નાદુરસ્ત રહેતી હોય તો તે સ્રી પોતાના ભરથારના સમાગમમાં આવવા નામરજી દેખાડે અને પોતાના પતિને પણ દુર રહેવાની ફરજ પાડે છે. એવા સંજોગોમાં કેટલાક પુરૂષો વ્યભિચારી જીંદગી ભોગવવાના માર્ગે ચડી જાય છે અને તેમ કરતાં જો ભોગજોગે તેને કાંઇ ખરાબ ચેપી દરદ લાગુ પડી જાય તો પાછળથી એ દરદ પાછું તે પોતાની સ્રીને પણ સોંપેજ છે જેથી તે સ્રી પાછી ગર્ભ ધારણ કરવા અશક્ત બની જાય છે. (૮) ઘણીક વખત પ્રસવ વખતે વેઠવી પડેલી પીડાથી ત્રાસીને એવો ઠરાવ કરે છે કે, હવેથી ગર્ભ ધારણ કરવોજ નહિં અને તેથી જાણીબુજીને ગર્ભ ના રહે તેવા ઉપાયો

અજમાવે છે (૯) કેટલીકવાર જુવાન સ્ત્રીઓના ભરથાર તેમના કરતાં પચીશ ત્રીશ વરસે મોટા હોય છે એટલે એકાદ બાળક જનમે તેટલામાં એ પુરૂષોની જનનશક્તિ નાબુદ થઇ જાય છે અને તેથી સ્ત્રીને વધુ પ્રજા થતી નથી.

## પરણ્યા પછી સ્ત્રી વાંઝણી છે કે કેમ તે જાણવાની સહેલી રીત.

આગળ કહ્યું છે તેમ એક સ્ત્રી વાંઝણી છે કે નહિં તે જાણવાની રીત એજ છે કે, પરણ્યા પછી ત્રણ વરસ સુધી પોતાના પતિના પ્રેમભર્યા સહવાસમાં રહેવા છતાં પણ જો એક સ્ત્રીને ગર્ભ ના રહે તો એ સ્ત્રી ઘણું ખરૂં વાંઝણીજ રહે એમ તબીબો માને છે માટે એવા સંજોગો ઉભા થાય ત્યારે કોઇ અનુભવી ડોકટરની સલાહ લઇ તે સ્ત્રીના શરીરમાં શું ખામી છે. તે જાણી લેવી જોઇએ અને તેના વૈદકશાસ્ત્રના આધારે ઇલાજ કરવા જોઇએ.

વાંઝીઆપણાંનો રોગ-દોષ જેમ અગત્યનો છે તેમજ આપણે તેના સંબંધમાં વિસ્તારથી વર્ણન પણ કર્યું છે. એ ઉપરથી છેવટનો સાર ખેંચીએ તો તે એજ છે કે ગર્ભ ધારણ નહિં કરવા માટે સ્ત્રીના શરીરમાં નીચે મુજબનાં ત્રણ મુખ્ય કારણો હોય છેઃ—

## સ્ત્રીને લાગુ પડતું ખાસ કરીને ત્રણ જાતનું વાંઝીઆપણું.

(૧) સ્ત્રીના સંતાન–બીજ–સ્થાનની ગર્ભ ધારણ કરવાની અશક્ત હાલતના સબબે લાગુ પડતું વાંઝીઆપણું (૨) સ્ત્રીનાં સંતાનબીજ અને પુરૂષનાં સ્પર્મેટોઝુઆનાં જીવન-જંતુઓ કોઇ કારણસર એક બીજા સાથે ભેળાવા ના પામે અને તે એકરસ થવામાં ખલલ પડે

ત્યારે સ્ત્રીને વાંઝીઆપણું લાગુ પડે છે, જેને માટે કેટલીક વખત પુરૂષ પણ જવાબદાર હોય છે.

(૩) સ્ત્રી ગર્ભ ધારણ કરી શકે નહિં એવી તેની પ્રકૃતિ હોવાને લીધે લાગુ પડેલું વાંઝીઆપણું.

## સ્ત્રીનાં સંતાન-બીજની અશકિતનાં કારણો.

વાંઝીઆપણું લાગુ પડે એવી ખામીભરેલી હાલત સ્ત્રીના સંતાન બીજની હોવાના મુખ્ય કારણ એ હોય છે કે કોઇ વખત સ્ત્રીનું સંતાન-બીજ-સ્થાન ચીમળાઇ ગયેલું હોય છે અથવા તો કોઇ કારણથી એ સ્થાનની રચનામાં એવો ફેરફાર થઇ ગયેલો હોય છે કે, જેથી સ્ત્રી ગર્ભ ધારણ કરી શકતી નથી. વંશપરંપરા ઉતરતી ખાસીયતને સબબે પણ કેટલીક વખત સ્ત્રીઓ એવી હાલતે પુગે છે.

## વાંઝીઆપણા માટે સ્ત્રીનાં સંતાન-બીજની ખામી પીછાનવાની રીત.

સ્ત્રીનાં સંતાન-બીજની ખામી નીચે મુજબની નીશાનીઓથી પીછાની શકાય છે; માસીક માંદગીને પ્રસંગે સ્ત્રીઓને દેખાતું રજોદર્શન એકદમ બંધ પડી જાય છે અથવા તો તે અનીયમીત પ્રસંગે દેખાય છે. જેમ સ્ત્રીનાં રજોદર્શનની અનિયમીતતા વધારે હોય તેમ તેનામાં વાંઝીયાપણાનાં દોષ વધારે દાખલ થતા જાય છે એમ સામાન્ય રીતે કહી શકાય. કમરમાં દુખાવો, પેઢુ ભારે થઇ જવા, સ્તનોમાં ચસકા મારવા, ચ્હેરા ઉપર અગન બળવી, નસ્કોરી ફુટીને વારેવારે લોહી જવું, વીગેરે ચી-હો તપાસને સ્ત્રીની ખરી હાલત સમજવામાં

ડૉકટર, વૈદને બહુ ઉપયોગી થઇ પડે છે. એ ઉપરાંત સ્ત્રીની ઉમર, તેની જીંદગી ગુજારવાની રીતભાત અને કૌટુંબીક હકીકતનો પણ કાબેલ ડૉકટર અભ્યાસ કરી તે ઉપરથી ચોક્કસ અનુમાન ઉપર આવી શકે છે.

## સંતાન-બીજ-સ્થાન ચીમળાઇ જવાનું કારણ.

સ્ત્રીનું સંતાન-બીજસ્થાન તેને મીઠી પીશાબ, ક્ષય, ટાઇફોઇડ અથવા મેલેરીઆ જેવા ઝેરી તાવ વગેરે દરદો થવાથી ચીમળાઇ જાય છે, એ ઉપરાંત બહુ જાડી સ્ત્રીઓ પણ મોટે ભાગે વાંઝીઆપણું પામે છે.

## કેટલીક દવાઓથી સ્ત્રીને લાગુ પડતું વાંઝીઆપણું.

વાંઝીઆપણું જેમ કેટલાક દરદોથી લાગુ પડે છે તેમ કેટલીક એવી દવાઓ છે કે, જે ચાલુ ખાધા કરવામાં આવે તો તેથી જનન શક્તિનો નાશ થાય છે. અફીણ અથવા મોરફીઆની દવાઓ ચાલુ ખાવાથી સ્ત્રીનું-બીજ સ્થાન ચીમળાઇ જાય છે. દારૂનો હદબહાર ઉપયોગ લાગલાગટ કરવાથી પણ તેમ થાય છે. કવીનીન લાંબો વખત સુધી બહુ મોટા પ્રમાણમાં જો ખાવામાં આવે તો પણ સંતાન-બીજ-સ્થાનમાં એવા મોટા ફેરફાર થાય છે કે સ્ત્રી ગર્ભ ધારણ કરી શકે નહિં. ટેનીન નામની દવા લાંબો વખત સુધી વાપરવામાં આવી હોય તો વાંઝીઆપણું આવવાનો સંભવ રહે છે. ચાહમાં એ ટેનીનનું તત્વ ઘણાં મોટા પ્રમાણમાં હોવાના કારણેજ ડૉકટરો સ્ત્રીઓને ચાહ નહિં પીવાની ભલામણ કરે છે.

## સંતાન-બીજ-સ્થાન કપાવી ખસી થતી સ્રીઓ.

પુરૂષોને જેમ ખસી કરવામાં આવે છે તેમજ કારણ પરત્વે ડોકટરો સ્રીઓને પણ તેમનાં સંતાન-બીજ-સ્થાન કાપી નાખીને ખસી કરે છે અને તે પછી તેમને કોઇ પણ રીતે સંતાન થવાનો સંભવ રહેતો નથી.

## ખસી સ્રી પણ હમેલદાર થઇ શકે છે.

એટલું છતાં જરમન તબીબ શાઝ એક અજબ દાખલો નીચે પ્રમાણે નોંધાવે છે. ડોકટર શાઝે સને ૧૮૮૦ ના ફેબ્રુઆરી માસમાં વીશ વરસની એક જુવાન છોકરીનાં બેઉ સંતાન-બીજ-સ્થાન જડ મુળથી કાપી નાખ્યાં હતાં. પાછળથી સને ૧૮૮૪ માં એ છોકરીએ લગ્ન કર્યા અને સને ૧૮૮૫ના મે માસમાં તો તે એક તંદુરસ્ત છોકરીની માતા થઇ. આ બનાવ બહુ અજાયબી ઉપજાવે તેવો હતો. પરંતુ ડોકટર શાઝે તે માટે એવો ખુલાસો કર્યો કે એક ઇંચના બારમા ભાગ જેટલો નજીવો ભાગ કાપતા રહી ગયો હતો તેમાંથી સંતાન-બીજ પેદા થયું હતું અને તેથી તે છોકરી હમેલદાર બની હતી. એનો અર્થ એ થાય છે કે ગર્ભાશયનો નાનામાં નાનો ભાગ પણ સંતાન-બીજ પેદા કરવાની અજબ શકિત ધરાવે છે.

## જાડી સ્રીઓના વાંઝીઆપણાનું કારણ.

જે સ્રીઓ ઘણી ફાલીફુલી ગએલી હોય છે તેઓ ઘણું ખરૂં વાંઝણી હોય છે. જે જુવાન સ્રીઓ બીજું કોઇ પ્રકારનું દરદ નહિં હોવા છતાં રજોદર્શન બંધ પડી જવા વીગેરેની ફરીયાદ કરે છે

તેઓ પણ વાંઝણી રહે છે. ફાલીફુલી ગએલી સ્ત્રીના જનન–શરીરમાં કોઇને કોઇ પ્રકારનું એકાદું દરદ હોય છે. અને તેમનાં ગર્ભસ્થાન જોઇએ તેવા તંદુરસ્ત હોતાં નથી. પ્રસવમાર્ગમાંથી પ્રવાહી પદાર્થ વહી જતો હોય તેથી પણ વાંઝીઆપણું પેદા થાય છે. વળી વાંઝણી સ્ત્રીઓનું ગર્ભસ્થાન ઘણી વખત તેની વાજબી જગાએથી ખસી ગએલું હોય છે. શરીરમાં ચરબી ફેલાઇ જવાથી સંતાન–બીજ ઉપર વાંઝીઆપણાની અસર થવા પામે છે. શરીરનું વધારે પડતું જાડાપણું માત્ર માણસ જાતને તેમજ જાનવરોને પણ એજ રીતે વાંઝીઆ બનાવે છે. મરઘીને ખવડાવી પીવડાવી બહુ રૂષ્ટપુષ્ટ બનાવવામાં આવે તો તે મરઘી ઇંડાં મુકતી બંધ થાય છે એવો અનુભવ મરઘીનો વેપાર કરનારાઓને થવા પામ્યો છે.

સીથીયન સ્ત્રીઓ વાંઝણી રહેતી હતી તેનું કારણ હિપોક્રેટ એજ જણાવે છે કે એ સ્ત્રીઓ બહુ જાડી હતી. પોતાના એવા અભિપ્રાયના ટેકામાં તે એજ દાખલો આપે છે કે તેમની જે ગુલામડીઓ પાતળી હતી તેમને તેમનાજ પુરૂષોના સમાગમમાં આવવાથી ગર્ભ રહેતા હતા.

## સંતાન–બીજ સાથે પુરૂષના જીવન–જંતુઓ એક રસ નહિં થવાનાં કારણ.

તબીબો એમ કહે છે કે પુરૂષનાં સ્પર્મેટોઝુઆ એટલે કે જીવન–જંતુઓ સ્ત્રીનાં સંતાન બીજ સાથે એક રસ નહિં થવાથી વાંઝીઆપણું લાગુ પડે છે. એ જીવન જંતુઓ સ્ત્રી–બીજ સાથે એક રસ થવાનાં કારણો એ હોય છે કે તે જંતુઓ સ્ત્રીનાં બીજવાળી જગા સુધી

પહોંચી શકતા નથી, બીજું કારણ એ હોય છે કે, ગર્ભસ્થાનની કોઇ ખામી કે બીમારીને લીધે સંતાન-બીજ ગર્ભસ્થાનમાં દાખલ થઇ શકતાં નથી અને પુરૂષનું વીર્ય પણ તેમાં દાખલ થતું અટકી પડે છે. ત્રીજું કારણ એ હોય છે કે સ્રીના પ્રસવમાર્ગમાં પ્રવાહી પેદા થતો હોય ત્યારે તે પ્રવાહીની ઝેરી અસરથી પુરૂષના વીર્યનો ગર્ભસ્થાનમાં દાખલ થતાં પહેલાંજ નાશ થાય છે.

વાંઝીઆપણાનો શ્રાપ અનેક કારણોસર ભોગવવો પડે છે. તેમાંના મુખ્ય કારણો અહીં દરશાવ્યાં તેથી વાંચક સમજી શકશે કે એ એક ઘણો બારીક અને ગુંચવણભર્યો સવાલ છે. માટે એવી સ્થીતી ભોગવતાં માણસોએ લેભાગુ ઉંટ વૈદો પાસે જઇ પોતાની ઇચ્છા પાર પાડવાની આશા નહિ બાંધતાં તે માટે જરૂર કોઇ અનુભવી પ્રવીણ વૈદ ડોકટરની સલાહ અને સારવારનો લાભ મેળવવો જોઇએ.



# પ્રકરણ ૩૦ મું.



## સ્ત્રીઓની ઉમરની ચડ ઉતર સ્થીતી.

સ્ત્રીઓને પોતાની ખુબસુરતી જાળવવાની ચીવટ ઘણી હોય છે તેનું મુખ્ય કારણ એ હોય છે કે તેને હમેશાં એક કાળજી રહે છે કે, રખેને પોતાનું સૌંદર્ય ઘટે તેથી અથવા બીજી વધારે સૌંદર્યવતી સ્ત્રીના સમાગમમાં આવવાથી પોતાના પતિનું ધ્યાન બીજી સ્ત્રી ઉપર જાય અથવા તો પોતાને માટે તેના મનમાં અણગમો પેદા થાય.

## કુંવારાં ડોબાં.

કુંવારી સ્ત્રીઓ તો ખાસ–ત્રીશ–પાંત્રીશ વરસની ઉમર થતાં એવી ફીકર કરવા માંડે છે કે હવે તેમની જુવાની અદશ્ય થઇ જવાની અને પોતે ઘરડાં ઠોઠાં કે કુંવારાં ડોબાં જેવા ગણવાના.

## પરણેલી છતાં કુંવારી.

એટલી વાત તો ખરી પણ છે કે ૩૦–૩૫ વરસની એક પરણેલી સુખી સ્ત્રી કરતાં એજ ઉમરની કુંવારી સ્ત્રી કરતાં તે વધારે જુવાન અને વધારે દેખાવડી લાગે છે. પરંતુ આ ફેરફાર કાંઇ કુદરતે નક્કી કરેલો નથી. શરીરનું આરોગ્ય, ચિંતા વિનાની જીંદગી, નફીકરાપણું અને શાંતિ તથા સંતોષનો દીલમાં વાસ હોય તો ઘણીએ પરણેલી સ્ત્રીઓ ૩૫ વરસની ઉમરે ૨૫ વરસની જુવાન સ્ત્રી જેવી દેખાય છે. અને ઘણાકોને તે પરણેલી હોવા છતાં કુંવારી જેવીજ સમજાય છે.

## કુંવારી છતાં પરણેલી.

એથી ઉલટીજ રીતે ૩૦–૩૫ વરસની કેટલીએક કુંવારી સ્ત્રીઓ તદ્દન ખવાઇ ગયેલી, તવાઇ ગએલી જાણે એક પરવારી ગયેલી મોટી ઉમરની સ્ત્રી હોય નહિં તેવી દેખાય છે. એનું કારણ એ હોય છે કે ગમે તે કારણે પોતે કુંવારાપણું ભોગવતી હોય પણ તેમને રાત દિવસ એ કુંવારી જીંદગીના સંબંધમાંજ અનેક પ્રકારની ચિંતા મુંઝવણ કે તર્કવિતર્કો થયા કરે છે અથવા તો તેઓ એનીમિયા જેવાં દરદથી પીડાતી હોય છે; મા–બાપના ઘરમાં વૈતરૂં કરીને અને અનેક પ્રકારના કલેશો વેઠીને ઉપજતા કંટાળાથી શેકાઇ શેકાઇને તેઓ જુવાન વયે પણ ઉમરે પહોંચેલી વૃદ્ધ સ્ત્રીઓ જેવી દેખાવા લાગે છે પણ પોતાના શરીરની એવી સ્થીતી ના થવા દેવી એ તેઓનુંજ કામ છે અને જો ધારે તો તેઓ તેમ કરી શકે છે.

## ચાલીસ વરસની સ્ત્રીઓ.

ચાલીસ વરસની ઉમર થતાં તો જાણે કે પોતે હવે કોઇ કિંમતની નહિં હોય એવા ઉદ્દગારો એ સ્ત્રીઓ પોતેજ નીસાસા નાંખી નાંખીને કહાડવા લાગે છે પણ તેઓને એ વાતની જરા પણ સમજ નથી હોતી કે ખરી રીતે ઘડપણ ૪૦ વરસની ઉમર થવાથી નથી આવતું પણ તેમના એવા ચિંતા અને નિરાશાભર્યા વિચારો અને ઉદ્દગારોના પરિણામે આવે છે. વાસ્તવિક રીતે ૪૦ વરસની ઉમરે કોઇ સ્ત્રી પોતાને ઘરડી માનવામાં મોટી ભુલ કરે છે. એટલુંજ નહિં પણ કોઇ પણ કારણસર કદાચ એવાં ઘડપણનાં ચિન્હો દેખાવા લાગ્યાં હોય તો પણ તે સ્ત્રી

તેના ઇલાજો કરી તેની અટકાયત કરી શકે છે. જો એક સ્ત્રી પોતાના શરીર અને મનની તંદુરસ્તી જાળવવાની દરકાર રાખે અને તેમ કરવાની સમજ ધરાવે તો પુરૂષની માફક સ્ત્રી પણ પોતાનું સૌંદર્ય અને જુવાની વધુ વખત સુધી મનમાનતી રીતે જાળવી શકે છે એમાં અતિશયોક્તિ કરવા જેવું કાંઇજ નથી. એ વાત તદ્દન સાચી છે તે સમજવા માટે ઇંગ્લાંડ, અમેરીકા વિગેરે દેશોની નાટક કંપનીઓ અથવા સીનેમા કંપનીઓમાં કામ કરનાર એકટ્રેસોના દાખલા ધ્યાનમાં લેવા બસ થશે. એકટ્રેસો ૫૦–૫૫ વરસની ઉમરે પુગે ત્યારે પણ ભરજુવાનીમાં ખીલતી ૩૫ વરસની સ્ત્રીઓ જેવી દેખાય છે. અને માત્ર એકટ્રેસોજ નહિં પણ ઉંચ આબરૂદાર કુટુંબની સ્ત્રીઓએ પણ ખંતથી પોતાની તંદુરસ્તી અને ખુબસુરતી મોટી ઉમર સુધી સાચવી રાખ્યાના પણ ઘણા દાખલાઓ મળી આવે છે.

## સ્ત્રીઓના આજના તવાઇ ગએલા બાંધા.

ખરી વાત એ છે કે, આપણા માબાપોના વખતમાં એટલે કે માત્ર પચીશ ત્રીશ વરસ ઉપર જે જાતના શરીરના બાંધા ૧૫–૨૦ વર્ષની જુવાન છોકરીઓના જોવામાં આવતા હતા તેનું આજે નામનીશાન જોવામાં આવતું નથી. આજે જ્યાં ત્યાં જોઇએ છીએ કે, પંદર વીશ વરસની જુવાન છોકરીઓના બાંધા તદ્દન કટાઇ ગએલા જેવા નજરે પડે છે. તેમના ખભા જોઇએ તો નીકળી આવેલા દેખાય છે, તેમની આંખોનાં તેજ નિસ્તેજ બની ગયેલા હોય છે, ચેહરા મુડદાલ ફીક્કા પડી ગએલા હોય છે અને હરેક અંગ દુબળ માલુમ પડે છે.

એ વાત જાહેરમાં દેખાડવા કે કબુલ કરવાને એ જુવાન સ્ત્રીઓ નથીજ ઇચ્છતી પરંતુ સાચી સ્થીતી કાંઇ છુપાવી છુપાતી નથી.

## ચહેરો એ તો ચમત્કારી આરસી છે.

એ સ્ત્રીઓએ સમજવું જોઇએ કે માણસનો ચહેરો એતો એક ચમત્કારી આરસી છે અને અનુભવી માણસો તો ચહેરો જોતાંજ તેમનાં આરોગ્યની ખરી હાલત તુરત સમજી જાય છે. તંદુરસ્તીની ખરાબી થવાનું કારણ બીજું કાંઇ નહિં પણ કુદરતના કાયદાઓ તોડીને મનસ્વીપણે વર્તવાનુંજ હોય છે. આરોગ્યતું રક્ષણ કરવાનો એકજ માર્ગ કુદરતના નીયમોનું પાલન કરવું અને કુદરતના નીયત કરેલાં માર્ગો વતી, તેની મદદથી આરોગ્ય વધારવું એજ છે.

## ખુબસુરતી વધારવા માટેના પ્રપંચો ઉપયોગી નથી.

જુવાન સ્ત્રીઓએ એટલું ખાસ યાદ રાખવું કે, સુગંધી પાઉડરોના લેપડા લગાડવાથી કાંઇ બગડી ગએલા ચહેરા સુંદર, મોહક બનાવી શકાતા નથી. એવા ઉપાયો તો માત્ર ઢોંગ–પ્રપંચ રૂપ છે અને તે તંદુરસ્તી વધારવાને બીલકુલ ઉપયોગી થઇ પડતા નથી. કમર ઉપર તંગ પટાઓ બાંધવાથી કમરનું સાચું કૌવત, જુવાની કે, સુંદરતા મેળવી શકાતી નથી. બહુ બોલકણા કે વાકચતુર થવાથી મળતાવડા થઇ શકાતું નથી ખીખી–ખાખા અને હાહા–હીહી કરવાથી કાંઇ ચહેરો હસમુખો અને રમુજી બનતો નથી કે તેવા સ્વભાવવાળા આપણે છીએ એમ કોઇ માની લેતું નથી. પરાણે કરવામાં આવતા એવા હાવભાવના દેખાવો જોઇને તો સમજુ માણસ તેવી સ્ત્રીઓને ઠગારી, આડંબરી, ઉધ્ધત

કે ડોળઘાલુ સ્ત્રી તરીકે સમજે અને માને છે. જે વસ્તુઓ—ગુણ—શક્તિ આપણા શરીરમાં, મનમાં, હૃદયમાં ના હોય તે દેખાડવાને બહારના દેખાવો, ધામધુમ કે ઉપલક ઉપાયો યોજવાથી તો ખરેખર એક પ્રકારની ઠગાઇ કરવા જેવુંજ થાય છે. અને તેવી ઠગાઇ આદરવાથી સામું માણસ તો થોડો વખત પણ કદાચ ભોળવાય કે છેતરાય અથવા ના પણ છેતરાય પણ તેથી તેને પોતાને તેના શરીર અને મનની પ્રફુલ્લતા અને તંદુરસ્તીના સબંધમાં ઘણું નુકસાન વેઠવું પડે છે.

## પારકા મોતે મરીએ છીએ.

આજકાલ ફેશનનો પવન વધારે ને વધારે ફેલાતો જાય છે. પારસીઓ અંગ્રેજોની નકલ કરી કરીને અંગ્રેજોના મોતે મરવા લાગ્યા છે. અને હિંદુઓ પારસીઓની નકલ કરીને પારસીઓનાં મોતે મરવા લાગ્યા છે. પણ જો એ કોમોની સ્ત્રીઓ તેવી નકલો કરવાનાં કેવાં માઠાં પરિણામ આવે છે તે જરા પણ સમજે તો ફરીથી એવી નકલ કરવાનું કદી પણ મન કરે નહિં. ખાસ કરીને અંગ્રેજોના પહેરવેશની નકલ કરવાનો શોખ આજકાલ બહુ વધી ગયો છે. સ્ત્રીઓ એવી નકલ કરીને છાતી ઉપરના પહેરવેશ અતિશય તંગ બનાવવામાં સુખ માનવા લાગી છે પણ તેથી તેમની તંદુરસ્તી ઉપર ભયંકર માઠી અસર થાય છે.

## જરમન તબીબે વર્ણવેલાં ભયંકર પરિણામ.

એ વિષે વધારે વિવેચન કરવાનું આ પુસ્તકમાં બની શકે નહિં પણ 'મેન્જ' નામનો જરમન તબીબ નવા જમાનામાં વપરાતા આજકાલના

છાતીના પોશાક માટે જે વિચારો દર્શાવે છે તે સમજી ધ્યાનમાં રાખવામાં આવે તો નકલમાં અકલ ગુમાવનારાંઓ પોતાનું અને પોતાની પ્રજાનું ભવિષ્ય બગાડતાં અટકશે.

## સંખ્યાબંધ રોગ થાય–વાંઝણી પણ બનાવે.

ડોકટર મેન્જ પોતાના "ધી ઇન્ફ્લુઅન્સ ઓફ કોન્સ્ટ્રીકટીંગ કલોધીંગ અપોન ધી એબ્ડોમીનલ એન્ડ રીપ્રોડકટીવ ઓરગેન્સ ઓફ વુમન" નામના પુસ્તકમાં લખે છે કે:–

"કોરસેટ (અંગ્રેજી ઢબની ચોળી–પોલકું) નાં દબાણથી ઘણી વખત સ્તનના પિંડોને પોષણ નહિં મળવાથી તે ભાગ દુબળ બની ગળી જાય છે. અને સ્તનોની ડીંટડીઓમાં અસાધારણ ફેરફાર થઇ જાય છે; પરિણામે બાળકને ધવડાવવામાં અડચણ ઉભી થાય છે; લોહીનું પાણી થવાનો રોગ તેમજ કલેજાનાં હોજરી–જઠરનાં તથા પિત્તાશયનાં દરદો સ્ત્રી જાતિમાં પોશાકની એ ભયંકર ભુલનાંજ ફળ હોય છે; ઘણી વખત તો વાંઝીઆપણું અને જ્ઞાન તંતુઓની જુદી જુદી જાતની બીમારીઓ એ 'કોરસેટ'થી થતાં સંકોચ અને દબાણના પરિણામે પેદા થયેલી હોય છે."

ફેશન પાછળ ઘેલાં થએલાં માણસોને આ વાત માનવામાં આવે કે હસવા જેવી અથવા અતિશયોકતી ભરેલી લાગે તો ભલે પણ તે સાચી તેમજ સપ્રમાણ બીના છે અને સમજુ સ્ત્રીઓએ અને તેમનાં માબાપોએ કે વડીલોએ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે.

આ ઉપરથી સમજવાનું એટલુંજ કે નકલ કરવી તે તેના ગુણ દોષ સમજી, અકલનો ઉપયોગ કરીનેજ કરવી જોઇએ; નહિં તો માત્ર કોઇ પણ વસ્તુ પારકાંઓનીજ સારી એમ માની લેવાથી ઘણી બાબતોમાં બહુ પસ્તાવાનો વખત આવે છે.

# પ્રકરણ ૩૧ મું.



## ગર્ભ ધારણ કરવાની હિકમતો.

અહિંઆ એક સ્ત્રી ગર્ભ કેમ ધારણ કરી શકે તે વિષે કેટલુંક જણાવીશું. પણ તે કાંઇ કલ્પનાઓ કે લેભાગુ ઉંટ વૈદો અને નીમ-હકીમોના આધારે નહિં પણ સતાધારી વૈદકશાસ્ત્રના આધારે જે કાંઇ જાણવા માનવામાં આવ્યું છે તેજ અત્રે રજુ કરવા વિચાર છે.

## ગર્ભ ધારણ કરવા લાયક વખત કયો?

પુર્વકાળમાં પણ અનેક વૈદો અને હકીમો સ્ત્રીને ગર્ભાધાન થાય તે માટેના ઇલાજો જાણતા અને કરતા હતા. એ જમાનામાં વહાડ-કાપની વિદ્યા આજના જેટલી આગળ વધી નહોતી ત્યારે આજે તો વહાડકાપ તેમજ વૈદકના વિષયમાં એટલી બધી નવી શોધખોળ થએલી છે કે માણસ જાતની ઉત્પત્તિ માટે અનેક જાણવા જોગ ઇલાજો યોજી શકાય છે.

આર્ય વૈદ સુશ્રુતનો મત એવો છે કે, એક સ્ત્રી માસિક માંદગીમાંથી ફારેગ થાય કે તુરતજ તે ગર્ભ ધારણ કરવાને માટે લાયક હાલતમાં હોય છે. વિદ્વાન જરમન ડૉકટર ઇ. હેનરીક કીશ એવો મત દર્શાવે છે કે, માસિક માંદગી શરૂ થયા પછીથી બારમી રાત સ્ત્રી ગર્ભધારણ કરવાને લાયક હાલતમાં હોય છે, તંદુરસ્ત સ્ત્રીને રૂતુસ્રાવ ચાર પાંચ દિવસ સુધી થાય છે અને તે પછી એક, બે કે ત્રણ દિવસમાં તે પોતાની માસિક માંદગીમાંથી ફારેગ થાય છે. એ પછીનો સમય ગર્ભ

ધારણ કરવા માટે અનુકુળ સમજીને એવી ભલામણ કરેલી ઉપલા લેખમાં જણાય છે તબીબોનો એ વિષે શું અભિપ્રાય છે તે સબંધે લખતાં એજ જરમન તબીબ જણાવે છે કે, તેમનો અભિપ્રાય એવો છે કે, માસિક માંદગી પછીના પહેલાજ દશ દિવસો સુધી ગર્ભ ધારણ કરવાને સ્ત્રી શકિતવાન હોય છે, તે પછીના દિવસોમાં નહિં.

## ગર્ભ ધારણ કરવાનો સઉથી વધારે અનુકુળ વખત.

ઘણાએક જરમન વિદ્વાનો એમ માને છે કે, જેમ જેમ માસિક માંદગીનો સમય નજદીક આવતો જાય તેમ તેમ સ્ત્રીની ગર્ભ ધારણ કરવાની શક્તિ ઘટતી જાય છે. એક બીજો તબીબ એવો મત દર્શાવે છે કે, ગર્ભ ધારણ કરવાનો સઉથી વધારે અનુકુળ સમય તો માસિક માંદગી ખતમ થાય તે પછીના પહેલ્લાજ દિવસે સ્ત્રીની હાલત સઉથી વધારે ફળદ્રુપ હોય છે.

## રજો દર્શન અને ગર્ભ ધારણ કરવાની શકિત ઉપર જુદી જુદી વસ્તુઓની થતી અસર.

એક સ્ત્રી જુવાનીમાં આવી તેની નિશાની એજ છે કે તેને જુવાનીમાં આવતાંજ રજોદર્શન-માસિક માંદગીનો અનુભવ થાય છે. રૂતુસ્રાવની એ મોસમ એમ જાહેર કરે છે કે તે સ્ત્રી ગર્ભ ધારણ કરવાની લાયકાત ધરાવે છે, એ અનુભવ ઘણું ખરૂં સોળ વરસની ઉમ્મરે થાય છે અને ગર્ભ ધારણ કરવાની લાયકાત નહિં હોવાની નિશાની તરીકે રૂતુસ્રાવ સાધારણ રીતે ૪૫ વરસની ઉમરે બંધ પડે

છે. એટલું છતાં એ ધ્યાનમાં રાખવાનું છે કે માસીક માંદગીની એ હાલત ઉપર સારી હવા, શરીરનો બાંધો અને તંદુરસ્તી વગેરેની અસર થાય છે.

## નાની વયમાં કયાં કયાં ગર્ભાધાન થાય છે?

ગરમ દેશની હવામાં સ્ત્રી; બાળકને જન્મ આપવાની શકિત નાની ઉમરે મેળવે છે. 'પ્લોસ' અને 'બાર્ટલ્સ' જેવા મશહુર લેખકો પણ કહે છે કે, ગરમ દેશોમાં દશ વરસની ઉમરે છોકરીઓ માતા બન્યાના દાખલા છે. ન્યુઝીલાંડમાં અગીયાર વરસની ઉમરે સ્ત્રીઓ બાળકની માતા બને છે, પેલેસ્ટાઇનમાં પણ એજ સ્થીતી જોવામાં આવે છે. બ્રીટીશ ગીની, જેમેકા, અને ઇરાનમાંના શીરાઝ શહેરમાં બાર વરસની ઉમરે બાળકની માતા બનેલી છોકરીઓ મળી આવે છે. કયુબા અને ન્યુ કેલીડોનીઆ ખાતે તેર વરસની ઉમરે બાળકની માતા બનેલી છોકરીઓ જોવામાં આવે છે.

## મોટી ઉમરે કયાં કયાં ગર્ભાધાન થાય છે?

એથી ઉલ્ટું કેટલાક દેશોની હવા એવી જણાય છે કે ત્યાંની સ્ત્રીઓ ઘણી મોટી ઉમરે પણ ગર્ભાધાન કરતી જણાય છે. યુરોપના ઉત્તર ભાગમાં આવેલા મુલકોમાં સ્ત્રીઓ મોટી ઉમરે બાળકને જન્મ આપે તેમાં કાંઇ નવાઇ જેવું ગણાતું નથી. ડેનમાર્કના સત્તાવાર આંકડાઓ જોવાથી જણાય છે કે ત્યાં સ્ત્રીઓ પચાસ પંચાવન વર્ષની ઉમ્મરે પણ બાળકને જન્મ આપે છે. સ્વીડનમાં ઘણી વખત સ્ત્રીઓ પચાસ વરસે માતા બને છે. ઇગ્લાંડનાં સત્તાવાર આંકડાઓ ઉપરથી

એમ જણાય છે કે ત્યાં દર વરસે બાળકને ૪૦ થી ૫૦ વરસની ઉમ્મરે જન્મ આપનારી સ્ત્રીઓ આશરે સાત હજાર જેટલી અને વળી ૧૬૫ જેટલી તો ૫૦ વરસની ઉમ્મરે બાળકને જન્મ આપનારી મળી આવે છે. પેરિસમાં એક સ્ત્રીએ ૬૩ વર્ષની ઉમ્મરે એક છોકરીને જન્મ આપ્યો હતો.

## સ્ત્રીઓની ફળદ્રુપતાની ખરી ઉમ્મર.

સ્ત્રીઓની ખરેખરી ફળદ્રુપ યાને રસાળ હાલત સરાસરી અઢારથી વીશ વરસની ઉમ્મરે હોવાનું જણાય છે, સ્ત્રીઓ ઘણી મોટી ઉમ્મરે લગ્ન કરી સંસારમાં પડે છે. તેમણે એટલું ધ્યાનમાં રાખવું કે તે વખતે તેમની ફળદ્રુપતા કાંઇક નરમ પડી ગયલી ગણાય છે. તેજ રીતે એક સ્ત્રીનો જનન-શરીરનો બાંધો સારી રીતે ખીલેલો હોય તો તેવી સ્ત્રીઓ વ્હેલી ઉમ્મરે પણ ફળદ્રુપ નીવડે છે. પરંતુ તેથી એમ માનવાની ભુલ કરવી જોઇએ નહિં કે તે અવસ્થાએ તેમની ફળદ્રુપતા સંપુર્ણ ખીલેલી હોય. જુવાનીની શરૂઆત એજ ફળદ્રુપતાની સંપુર્ણતા નથી ફળદ્રુપતાની સંપુર્ણતા જુવાન સ્ત્રી વીશથી બાવીશ વરસ સુધીમાં પ્રાપ્ત કરે છે. પુરૂષો તેવી સંપુર્ણ સ્થીતી પચીશ છવીશ વર્ષે પામે છે. સ્ત્રીની ફળદ્રુપતાનો વધુ આધાર તેના પતિની ઉમ્મર ઉપર આધાર રાખે છે. સ્ત્રી પુરૂષની ઉન્મર વચ્ચે જો ઘણો ફેર હોય તો તેથી પણ પ્રજોત્પત્તિ થવામાં ખલલ પહોંચે છે અને તેથી સ્ત્રીઓ એકાદ બાળકને જન્મ આપી વાંઝણી બને છે. આટલા માટેજ કહેવત છે કે "બીબી થાય ઘર જોગ ત્યારે મીયાં થાય ઘોર જોગ" ખરી રીતે

જ્યારે એક ૧૮ વરસની સ્ત્રી ૨૫ વરસના પુરૂષ સાથે લગ્ન કરે ત્યારે ફળદ્રુપપણાંની નજરે લગ્ન ઉત્તમ પ્રકારનું ગણી શકાય.

## મોટી સ્ત્રી અને નાના ભરથાર.

એથી ઉલ્ટું જ્યારે સ્ત્રી કરતાં તેનો ભરથાર નાનો હોય ત્યારે તો તે સ્ત્રી ફળદ્રુપપણું પુરતુ દાખવી શકે નહિં એ દેખીતું છે

## ઘરડા ધણીની જુવાન સ્ત્રી.

એ કરતાં પણ વધારે નિષ્ફળતા તો ઘરડા ધણીની જુવાન સ્ત્રીના સંબંધમાં જોવામાં આવે છે. છતાં અજબ જેવું તો એ છે કે એ સ્પષ્ટ સમજી શકાય એવી બાબત હોવા છતાં ઘણા બુઢા માણસો પોતાને સંતાન ન હોય ત્યારે સંતાન થવાની ઇચ્છા અને આશા કરીને ખાસ લગ્ન કરે છે અને સોળ વરસની યુવતી સાથે સાઠ વરસનો બુઢો સંસાર માંડે છે. આવાં લગ્નો હમેશાં દુ:ખરૂપ અને સંતાપજનક હોઇ નાલેશી અને નિંદાપાત્ર ઠરે છે. એટલુંજ નહિં, પણ એવાં કઢંગાં લગ્નથી સ્ત્રીના મનમાં હમેશાં સંતાપ રહે છે. કારણ કે તેને બુઢો ભરથાર સહચારી–સમાન વયના મિત્રરૂપ ભાસતોજ નથી અને તેથી તેના ઉમંગ અને ઉમેદના બધા તરંગો અને ઉમળકાઓ ધુળમાં મળી ગયેલા લાગે છે. પરિણામે તે મુઝાઇને અનેક રોગોનો ભોગ થઇ પડે છે અથવા તો જુવાનીના જોશમાં અનીતીના મારગે ચડી પોતાની અને પોતાના કુટુંબની આબરૂની બરબાદી કરે છે.

## સ્ત્રીને ગર્ભ ધારણ કરવાની હિકમત.

વાંઝીયાપણું સ્ત્રી અથવા પુરૂષના સંબંધમાં કેવી રીતે પેદા થાય છે અને તેનાં શા શા કારણો હોય છે તે આગળ સમજાવ્યું છે. એવા

પ્રકારનાં પ્રજોત્પત્તિને અટકાવનારા કોઇ કારણોને કુશળ વૈદ, ડૉકટરની મદદથી દુર કરાવવામાં આવે તો ગર્ભાધાન થવામાં કુદરત હમેશાં સહાયભુતજ હોય છે. ગર્ભાધાન થવા માટેની ત્રણ મુખ્ય હિકમત કહો કે ત્રણ આવશ્યક શરતો કહીએ તો તે એ છે કે, (૧) ગર્ભસ્થાનની હાલત નિરોગી અને રસાળ હોવી જોઇએ, (૨) પુરૂષના વીર્યમાં સ્પર્મેટોઝુઆનાં જીવન-જંતુ સારા જથ્થામાં અને તંદુરસ્ત હાલતમાં હોવાં જોઇએ. અને (૩) ગર્ભસ્થાનમાં પુરૂષનાં વીર્યનાં જીવન-જંતુઓ સ્ત્રી-બીજ સાથે એકરસ થવાં જોઇએ.

પુરૂષો શરીરની કોઇ ખામીથી કે બીજાં કારણે વીર્યમાંના જીવન-જંતુઓ ગર્ભસ્થાનની અંદર પ્રવેશ ન કરી શકે તો કોઇ રીતે ગર્ભ રહી શકતો નથી. એવી ખામી જણાય ત્યારે તેના ઇલાજ તરીકે તબીબોએ એવી શોધ કરી છે કે એક હથીઆર વડે પુરૂષના વીર્યને યોગ્ય જગાએ પહોંચાડવું. આ પ્રયોગને "આર્ટિફિશીયલ ફરટીલીઝેશન" કહેવામાં આવે છે. તેનો સઉથી પહેલો અખતરો સ્પેલ-ન્ઝાની અને રોસી નામના બે શખ્સોએ એક કુતરી ઉપર અજમાવી જોયો હતો. અને તે ફતેહમંદ નીવડયો હતો.

## પુરૂષના સમાગમ વગર સ્ત્રીને ગર્ભવતી બનાવવાની હિકમત.

સને ૧૮૩૮માં 'જીરોલ્ટ' નામના એક તબીબે પહેલવહેલો એવો પ્રયોગ કર્યો કે સ્ત્રીના ગર્ભસ્થાનમાં પુરૂષનું વીર્ય તેણે હિકમતથી દાખલ કર્યું ડૉકટર કિશ એ વિષે લખે છે કે, 'હાઇપોર પાડીયાસ'ના

દરદથી પીડાતા એક દરદીને ડોક્ટર જોન હંટરે એવી સલાહ આપી હતી કે, તેણે પોતાનું વીર્ય પીચકારી વડે પોતાની સ્ત્રીના પ્રસવ માર્ગમાં દાખલ કરવું, અને તે અખતરાનું પરિણામ ફતેહમંદ નીવડ્યું હતું. ડોક્ટર જીરોલ્ટે કરેલા અખતરાથી કોઇ જાતની ફરીયાદ કરવામાં આવી નહોતી. પણ તે પહેલાંજ ફ્રેન્ચ ડોક્ટર લેસેસે એવોજ અખતરો જીવન પ્રવાહીમાં રૂનું પુમડું ભીંજવીને કર્યો હતો સને ૧૮૩૮ થી ૧૮૬૧ સુધીમાં એવા દશ અખતરા કરવામાં આવ્યા હતા અને તેમાંના આઠ ફત્તેહમંદ નીવડયા હતા અને ફકત બે અખતરા નિષ્ફળ નીવડયા હતા.

## સ્ત્રીઓને ઇન્જેકશનથી રહેતો ગર્ભ.

એ પછી અંગ્રેજ ડોક્ટર 'મેરીયન સીમ્સે' ગર્ભસ્થાનની અંદર વીર્યનાં ઇન્જેકશન મારી સત્તાવીશ અખતરા કરી જોયા પણ તેમાં માત્ર એકજ અખતરો ફતેહમંદ નીવડયો હતો ફતેહમંદ નીવડેલા એ અખતરાવાળી સ્ત્રીની ઉમર ૨૮ વરસની હતી અને તે નવ વરસથી પરણેલી હોવા છતાં તેને સંતાન થયું નહોતું. ડોક્ટર સીમ્સ એ ઇન્જેકશન પીચકારી વડે પ્રસવમાર્ગમાં આપતો હતો. બીજા તબીબોએ તે અખતરા કરી જોયા પરંતુ તેમને તેનું પરિણામ અસંતોષકારક જણાયું એટલુંજ નહિં પણ તેથી કેટલીક સ્ત્રીઓનાં ગર્ભસ્થાનોમાં સોજાની બીમારી લાગુ પડતી જણાઇ હતી.

વળી એવાજ જુદી જુદી જાતના અખતરા ડોક્ટર કરટીસ, ડોક્ટર પેજટ, ડોક્ટર હારસે વગેરેએ કર્યા હતા પણ બધા નીષ્ફળ નીવડયા હતા.

## પેરીસવાળા ડાકટર લાટુડે કરેલા સુધારા.

પેરીસવાળા ડાકટર લાટુડે તે પછી ડાકટર સીમ્સના ઇન્જેકશનના સબંધમાં કેટલીક સુચનાઓ કરી તેમાં મુખ્ય એ હતી કે જે સ્ત્રીને માસિક માંદગી આવતી કાયમને માટે બંધ પડી ગઇ હોય તેમને, જે સ્ત્રીઓનાં ગર્ભસ્થાન ચીમળાઇ ગયાં હોય તેમને, જે સ્ત્રીઓને ગર્ભસ્થાનમાં અમુક પ્રકારના સોજાઓની બીમારી લાગુ પડી હોય તેમને એ ઇન્જેકશન આપવાં નહિ. ડાકટર લાટુડે બીજી સુચના એ કરી કે જે વીર્યનું ઇન્જેકશન આપવાનું હોય તેની પહેલાં સુક્ષ્મદર્શક યંત્ર વડે ખાત્રી કરવી. તેની ત્રીજી સુચના એ હતી કે, પહેલું ઇન્જેકશનો આપ્યા પછી જો તે સ્ત્રી માસીક માંદગી ભોગવે તો માસીક માંદગી ખતમ થયા પછી તેને બીજું ઇન્જેકશન આપવું. અને કુલ્લે છ થી વધુ ઇન્જેકશનો આપવાં નહિં કેમકે ધીમે ધીમે તે ઇલાજની અસર ઘટવા માંડે છે.

## હિકમતો સામે ઉઠેલો પોકાર.

આમ એક તરફ જ્યારે તબીબો સ્ત્રીને પુરૂષના સમાગમ વિના ગર્ભવતી બનાવવાના આવા અનેક અખતરા કરી રહ્યા હતા ત્યારે બીજી તરફ કેટલાક નામીચા તબીબોએ તે સામે સખ્ત નાપસંદગી દેખાડવા માંડી અને સચોટ દલીલો સહિત એવો તો પોકાર ઉઠાવ્યો કે, આખરે એ અખતરા વગેરે સદંતર બંધ પડી ગયા.

## ગર્ભાધાનના સબંધમાં હિંદુસ્થાનના એક પ્રાચીન વૈદનો મત.

દરેક સ્ત્રી માસીક માંદગીમાંથી ફારેગ થાય ત્યારે તે મોટે ભાગે ગર્ભ ધારણ કરવાની હાલતમાં હોય છે. એવો અભિપ્રાય સુશ્રુતનો છે.

તેજ પ્રમાણે જરમન તબીબ ડૉક્ટર કિશ પણ એમજ કહે છે કે, રજોદર્શન બંધ થાય તે પછી તુરતજ ગર્ભાધાન માટેનો સૌથી વધારે અનુકુલ સમય શરૂ થાય છે.

## ગર્ભાધાન માટે યાહુદી લોકોના 'તાલમદ'નો મત.

યાહુદી લોકોના 'તાલમદ' ગ્રંથમાં એવો મત દર્શાવ્યો છે કે, માસીક માંદગી શરૂ થાય તેની બરાબર પહેલાંનો તેમજ માસીક માંદગીમાંથી ફારેગ થયા પછીનાં દશ દિવસ ગર્ભાધાન માટે અનુકુળ સમય છે.

## ગર્ભ ધારણ માટે જાપાનીઝ તબીબોના મત.

ડૉક્ટર કીશ એમ કહે છે કે જાપાનીઝ તબીબો એવો મત ધરાવે છે કે માસીક માંદગી પછીના પહેલા દશ દીવસ સ્ત્રીની હાલત ગર્ભ ધારણ કરવાને લાયક હોય છે પણ તે પછી તેનામાં તેવી લાયકાત હોતી નથી.

## ગર્ભ ધારણ માટે હિંદુસ્થાની વિદ્વાનોનો મત.

'ચૌદહ વિદ્યા ભાષા—પ્રથમ ખંડ' નામના એક હીંદુસ્થાની ગ્રંથમાં લખેલા એક કવિત ઉપરથી તેનાં લેખકનો પણ એવોજ મત જણાય છે કે, રતુસ્રાવના ચોથા દિવસે નહીને પવિત્ર થયા પછી જો સ્ત્રી પુરૂષ સંગ કરે તો તેના મનની ઇચ્છા ફળીભુતજ થાય, તેમાં તે નિષ્ફળતા પામે નહિં.

બીજા એક હિંદુસ્થાની વિદ્વાને એવો મત દર્શાવ્યો છે કે, રતુદર્શન પછીનો ૪થો, ૬ ઠો, ૮ મો, ૧૦ મો. ૧૨ મો, ૧૪ મો અને

૧૬મો એ દિવસો ગર્ભાધાન માટે અતિ અનુકુળ દિવસો છે અને તે દિવસે જો ગર્ભાધાન થાય તો તેથી પુત્ર જન્મ થવો જોઇએ.

## કન્યા ગર્ભધારણ કાળ કયો ?

વળી એજ વિદ્વાન કહે છે કે, તેની વચમાં રહેલા એટલે ૫ મો, ૭ મો, ૯ મો, ૧૧ મો, ૧૩ મો અને ૧૫ મો દિવસ. જો એ દિવસે ગર્ભાધાન થાય તો કન્યાનો જન્મ થવો જોઇએ.

## આસનો અને શ્વાસને લગતા પ્રયોગો.

જુના આર્ય વૈદક ગ્રંથોમાં ગર્ભાધાન થવા પામે તે માટે પુરૂષની અને સ્ત્રીની સ્થીતી, મનોદશા, શ્વાસોશ્વાસ લેવાની કળા વગેરે બાબતોમાં કેટલીક અગત્યની સુચનાઓ કરેલી છે પણ તે આજના જમાનાના વાંચકોને ઉપયોગી થઇ પડે એમ લાગતું નથી અને તેથી તે વિષય અત્રે ચર્ચવા જરૂર જણાતી નથી.

## જીવન-જંતુનો નાશ થતો અટકાવવા રસાયણીક ઇલાજ.

અત્રે એક વાત ઉપર ખાસ ધ્યાન ખેંચીશું કે, સ્ત્રીને એવા પ્રકારનું વાંઝીઆપણું લાગેલું હોય છે કે, તેણી ગર્ભ ધારણ કરવાને દરેક રીતે લાયક હોય છે પણ તેના પ્રસવ માર્ગમાંથી એવો એક જાતનો ઝેરી પ્રવાહી નીકળતો હોય છે કે, તે પુરૂષના વીર્યમાંના જીવન-જંતુઓનો તેના સમાગમમાં આવતાં વારજ નાશ કરે છે અને તેથી તે સ્ત્રી વાંઝણી રહે છે. પરંતુ કુશળ તબીબો એવા ઝેરી પ્રવાહને રસાયણીક ઇલાજથી રહેલાઇથી સુધારી શકે છે અને જીવન-જંતુઓનો નાશ થતો અટકતાં વારજ તે સ્ત્રી સગર્ભા બની શકે છે.

## ગર્ભ ધારણ કરવા માટે સ્ત્રીઓને કીંમતી સુચના.

એક બીજી એવીજ અગત્યની સુચના સ્ત્રીઓને કરવાની છે. જેમાં સ્ત્રી તેમજ પુરૂષ બેઉની હાલત તંદુરસ્ત હોય છે છતાં તેમનીજ અમુક ખોટી ટેવોને લીધે ગર્ભાધાન થતું અટકી પડે છે. દરેક સ્ત્રી પુરૂષે ધ્યાનમાં રાખવું કે, પ્રસવ માર્ગમાંથી આગળ વધી શકે તે માટે જીવન-જંતુઓને પુરતો વખત આપવાની જરૂર છે. કારણ કે એ જંતુઓ સ્ત્રીના સંતાપ બીજ સાથે એકરસ થવા પામે નહિં તો કદી પણ ગર્ભ રહી શકતો નથી. એ બીના આગળ સમજાવી છે. જીવન-જંતુઓને તે માટે પુરતો વખત આપવાનો સરળ માર્ગ તબીબો એ સુચવે છે કે, પુરૂષ-સંગ થયા પછી સ્ત્રીએ બે ત્રણ કલાક સુધી બીછાનામાં ચત્તાં સુઇજ રહેવું.



# પ્રકરણ ૩૨ મું.

## સ્ત્રી પુરૂષના ગુપ્ત શરીરની કુદરતી ખામી ભરેલી હાલતોની વીગતો.

હવે આ પ્રકરણમાં સ્ત્રી તેમજ પુરૂષનાં ગુપ્ત શરીરોમાં જુદા જુદા પ્રકારની જે ખોડખાંપણોના બનાવો જાણવામાં આવ્યા છે તેમાંના કેટલાક ટુંકમાં રજુ કરીશું તે નિરર્થક ગણાશે નહિં. કારણ કે એવી ખોડખાંપણોના સબબે સેંકડો સંસાર બરબાદ થાય છે.

નીચે જણાવેલી કેટલીક ખોડખાંપણો જન્મથી લાગુ પડે છે જ્યારે કેટલાક કાંઇક દરદોના પરિણામે લાગુ પડે છે:—

### (૧) નાનાં બાળક જેવું ગુપ્ત શરીર.

કેટલાક છોકરાંઓને ગુપ્ત શરીર હોતુંજ નથી અથવા તો મોટી ઉમરના થયા પછી પણ તે નાનાં બાળક જેવું હોય છે. કોઇ વાર સીફીલીસ કે કેન્સર જેવાં દરદોનાં પરિણામે પણ એ અવયવનો નાશ થાય છે. રેવોલા, નેલીન અને બુટેઇલેર વગેરે તબીબોએ આવા દાખલાઓની નોંધ કરેલી છે. ડોકટર ટેલર એમ કહે છે કે, કેટલાક મોટા પુરૂષોનું ગુપ્ત શરીર નાનાં બાળક જેવડું હોય છે. પણ જરૂરના પ્રસંગે તે મોટું સ્વરૂપ ધારણ કરે છે.

### (૨) પુરૂષના ગુપ્ત શરીરની અસાધારણ લંબાઇ અને જાડાઇ.

ડોકટર ટેલર પોતાના પુસ્તકમાં એક અજાયબી ઉપજાવનારો દાખલો રજુ કરીને જણાવે છે કે, "એક માણસ મેં એવો જોયો છે કે,

જ્યારે તેનું ગુપ્ત શરીર જાગૃત હાલતમાં હોય ત્યારે તેની લંબાઈ અગિઆર ઈંચ જેટલી હોય અને પ્રમાણમાં તેની જાડાઈ પણ તેવીજ અસાધારણ જણાતી હતી. એ પુરૂષને બે સ્ત્રીઓ હતી તે બેઉ ગર્ભાશયનાં દરદથી મરણ પામી હતી. તે ત્રીજી સ્ત્રીને પરણ્યો પણ તે સ્ત્રીએ લગ્ન પછી તુરતજ છુટા છેડા મેળવવાની અરજી નોંધાવી હતી.

## (૩) પુરૂષનાં નાનાં ગુપ્ત શરીર.

કેટલાંક પુરૂષોનાં ગુપ્ત શરીરો બહુ નાનાં હોય છે પણ તેમાં કેટલાક દાખલાઓ એવા પણ જાણવામાં આવ્યા છે કે સંસાર વૈભવમાં પડયા પછી તે મોટાં બને છે. કોઈ વખત કાંઈ ઇજા થયા પછી તેનું કદ મોટું થવાના દાખલા પણ જોવામાં આવ્યા છે અને ડૉક્ટર ટેલર જણાવે છે, કેઃ—

## (૪) એક પુરૂષને બે તંદુરસ્ત ગુપ્ત શરીર.

જો કે, ક્વચીતજ એવા પુરૂષો જોવામાં આવે છે છતાં તબીબોએ એવા પણ પુરૂષો જોયા છે કે, જેઓને બે ગુપ્ત શરીર હોય. ડૉક્ટર ટેલરે એવા એક પુરૂષનો દાખલો ચિત્ર સાથે રજુ કરેલો છે અને જણાવેલું છે કે, તે પુરૂષને સ્પેન તેમજ ફ્રાન્સની હોસ્પીટલોમાં ખુલ્લી રીતે દેખાડવામાં આવ્યો હતો. તેનાં બેઉ શરીર પુરતી રીતે ખીલેલાં હોઈ સંસાર વહેવાર ભોગવવાને સમર્થ હતાં. બીજો પણ એવો એક બેતાલીશ વરસના બે ગુપ્ત શરીરોવાળા એક પુરૂષનો દાખલો ડૉક્ટર ટેલરે રજુ કર્યો છે.

## (૫) ગુપ્ત શરીર ઉપર થતા મસા વગેરે.

કેટલીક વખત પુરૂષના ગુપ્ત શરીર ઉપર મસા અથવા બીજી એવાજ પ્રકારની વધ ફુટી કે ઉગી નીકળે છે. એવી વધ અને ફુટ નાજુક જગ્યાએજ થતી હોવાથી પુરૂષને ગંભીર વેદના વેઠવી પડે છે. અને કેટલીક વખત તે પુરૂષપણું ખોઇ બેસે છે ઘણું ખરૂં આવી ફુટ કે વધ ગંદાપણાથી મેલ જામી જવા દીધાનું પરિણામ હોય છે.

## (૬) રસ ઉતરવાથી પુરૂષ શરીરનું બહુ વધી જવું.

પગ ઉપર રસ ઉતરે છે અને થાંભલા જેવા જાડા થઇ જતા હોવાથી તે રોગને 'હાથીઆ પગ' કહીને લોકો ઓળખે છે. તેજ પ્રમાણે પુરૂષના ગુપ્ત શરીર અથવા ગોળીમાં રસ ઉતરવાથી તે પણ વધીને બહુ મોટાં થઇ જાય છે.

## (૭) પુરૂષના ગુપ્ત શરીરને થતું નાસુર.

શરીરના બીજા ભાગો ઉપર નાસુર થાય છે તેમ પુરૂષના ગુપ્ત શરીર ઉપર પણ નાસુર થાય છે. જો કે એ દરદ બનતાં સુધી મોટી ઉમરે થાય છે છતાં ક્વચીત તે નાની ઉમરે પણ થયાના દાખલા જોવામાં આવે છે.

## (૮) ગુપ્ત શરીર વાંકા વળી જાય.

કેટલીક વખત પુરૂષનાં ગુપ્ત શરીર વળ ખાઇને વાંકા થઇ જાય છે. વળના પ્રકાર પણ જુદા જુદા અનેક જણાયા છે.

## (૯) ગુપ્ત શરીર ગોળીની ચામડી સાથે વળી જાય.

કેટલાક પુરૂષોનાં ગુપ્ત શરીર કોઇ વાર જનમથી તો કોઇ વાર પાછળથી પણ ગોળીની ચામડી સાથે એવી રીતે વળગી જાય છે કે, તે પુરૂષ સંસાર વહેવાર તો બીલકુલ ભોગવી શકનોજ નથી.

## (૧૦) નાનાં ગુપ્ત શરીર.

પુરૂષનાં ગુપ્ત શરીર જેમ હદપાર મોટાં હોવાના દાખલા નોંધાયા છે તેમ કેટલાક દાખલા એ શરીર છેકજ નાનાં હોવાનાં પણ નોંધાયા છે. એવા પુરૂષો જો કે સંસાર વહેવાર ભોગવી શકે છે પણ તેમની સ્ત્રીને ગર્ભ રહેવાનો સંભવ બહુજ ઓછો છે.

## (૧૧) ગોળીઓ વગરના પુરૂષો.

કેટલાક પુરૂષો એવા પણ તબીબો પાસે રજુ થયા છે કે, જેમને જન્મથીજ એક ગોળી હોય અથવા એમાંની એક પણ ગોળી ના હોય. કેટલીક વખત એ ગોળી ઉપરના ભાગમાં ભરાઇ જઇ નીચે ઉતરતી અટકી પડેલી જોવામાં આવે છે. એવા પુરૂષો બનતાં સુધી વાંઝીઆજ હોય એમ ડોકટરો માને છે.

## સ્ત્રી જાતિને લાગુ પડતી ખોડખાંપણો.

પુરૂષની માફક સ્ત્રીઓનાં ગુપ્ત શરીરમાં પણ જનમથીજ અથવા તો પાછળથી કોઇ દરદોના પરિણામે કેટલીક ખોડખાંપણો થઇ આવેલી જોવામાં આવે છે. એમાંની કેટલીક એવી હોય છે કે જેથી તે સ્ત્રી કાયમને માટે વાંઝણી બની રહે છે. જેમાંની કેટલીક ખોડ ખાંપણોની વિગત આ નીચે આપેલી છે.

## (૧) સ્ત્રીનું ગુપ્ત શરીર અતિશય નાનું હોય.

સ્ત્રીનું ગુપ્ત શરીર અતિશય નાનું હોય છે. સાથે સાથે બીજાં જનન અવયવો પણ કાંઇ ને કાંઇ ખામીવાળાં હોયજ એટલે તે સ્ત્રી વાંઝણી રહે છે.

## (૨) બહારના ભાગો જોડાઇ ગયા હોય.

સ્ત્રીના ગુપ્ત શરીરના બહારના ભાગો એક બીજાની સાથે જોડાઇ ગયેલા હોય છે અને કેટલીક વખત તો મુત્ર માર્ગનું મુખ ખુલ્લુંજ નથી હોતું. એવી સ્ત્રી તો સંસારથી બીલકુલ રદ બાતલ થઇ જાય છે.

## (૩) પડદાનું મહત્વ.

સ્ત્રીના ગુપ્ત શરીરના અંદરના ભાગમાં પડદા જેવું એક પડ હોય છે તેને (Hymen) કહેવામાં આવે છે. અને જેને પ્રાચીન કાળથી ઘણી અગત્ય આપવામાં આવી છે. તે એટલી બધી કે, તે પડને કુંવારી સ્ત્રીની અચળ રહેલી પવિત્રતાની નીશાની તરીકે માનવામાં આવે છે. એ ભાગ ગુપ્તભાગ અને પ્રસવ–માર્ગની વચમાં હોય છે તે બહુજ નાજુક અને પાતળું હોય છે. પણ જ્યારે તે બહુ જાડું અને કઠણ હોય ત્યારે ડાક્ટરોને તેના ઉપર વહાડકાપ કરી તે કહાડી નાખવાની જરૂર પડે છે. બાઇબલમાં પણ આ ભાગને કુંવારી સ્ત્રીના સંબંધમાં પતિવ્રતાપણાની નીશાની તરીકે માન્યું છે. પુર્વ કાળમાં જંગલી પ્રજાઓ તો એ ભાગના પડને એટલી અગત્ય આપતા હતા કે જો કોઇ કુંવારી સ્ત્રીના શરીરમાં તે પડદો નથી એમ જણાય તો તેને મોતની સજા ફરમાવવામાં આવતી હતી કારણ કે તેઓ એમ માનતા હતા કે. લગ્ન થતાં પહેલાં તે સ્ત્રીએ પોતાની પવિત્રતાનો ભંગ થવા દીધેલો હોવો જોઇએ.

## પડદાનો નાશ થવાનાં અનેક કારણો.

એટલું છતાં વિચારવંત તબીબો બારીક તપાસ કર્યા પછી એવો અનુભવ મેળવી શકયા છે, કે એ પડદો ઘણાંએક કારણોને લીધે સ્ત્રીને પુરૂષ સમાગમ થયા વિના પણ નાશ પામે છે. ડોકટર હેવેલોક એલીસ લખે છે કે, આ પડદો એટલો નાજુક છે કે તેની હાજરી અને ગેરહાજરીનો એટલો બધો ગંભીર અર્થ કરવા માટે તે આધારભુત થઇ શકે નહિં. એ પડદો ના હોય છતાં તે સ્ત્રીએ કોઇ પુરૂષનો સમાગમ કર્યો છે એમ ચોકસપણે તો કહી નહિંજ શકાય અને તેવીજ રીતે પડદો હોવા છતાં પણ ચોકસપણે એમ તો નહિંજ કહી શકાય કે તે સ્ત્રીએ પુરૂષનો સમાગમ કર્યો નથી.

કેટલીક વખત આ પડદો કોઇ અકસ્માત થવાથી કે બીજાં અનેક કારણોથી પણ નાશ પામે છે.

## ટરકી અને ઇરાની સ્ત્રીઓમાં જણાતી ખોડખાંપણ

વળી કેટલીક વખત યોનિ એટલી બધી વધીને મોટી થઇ જાય છે કે તેથી પ્રસવ માર્ગ બીલકુલ ઢંકાઇ જાય છે. ડેવીસ નામનો તબીબ જણાવે છે કે લોઅર ઇજીપ્તમાં રહેતી સ્ત્રીઓમાં એ ખોડ વધારે મોટા પ્રમાણમાં જણાય છે. આફ્રિકાની અમુક જાતની સ્ત્રીઓમાં વળી એવી ખોડ જોવામાં આવે છે કે તેમની યોનિના મુખ આગળનું 'કલીટોરીઆ' એટલું બધું વધી જાય છે કે ડોકટરને તે કાપવાની જરૂર પડે છે. ટરકી અને ઇરાની સ્ત્રીઓમાં આ ખોડ હોવાનું એક સાધારણ બનાવરૂપ થઇ પડયું છે.

આ ઉપરાંત બીજી પણ બીમારીઓ એ હોય છે કે,

(૫) સ્ત્રીઓની યોનિને પણ રસ ઉતરવાનું દરદ થાય છે.

(૬) પ્રસવ માર્ગ શરીરમાં હોયજ નહિ.

(૭) બે ગર્ભસ્થાન અને બે પ્રસવ માર્ગ હોય.

(૮) શીતળા આવ્યા પછી સ્ત્રીનો પ્રસવ માર્ગ અંદર થયલાં જખમને લીધે કોઇવાર બહુજ તંગ થઇ જાય છે જેને ડોકટરો Stricture કહે છે અને તે સ્થીતી બહુ દુઃખરૂપ થઇ પડે છે.

(૯) પ્રસવ માર્ગ ઘણોજ ટુંકો હોય, એ સ્ત્રીઓ મોટા ભાગે વાંઝણી રહે છે. એ પ્રસવ માર્ગ ઘણોજ પહોળો હોય અથવા ઘણોજ વધારે પડતો સાંકડો હોય એવા પણ કેટલાક દાખલાઓ નોંધાયલા છે.

(૧૦) ગર્ભસ્થાન આગલી બાજુ કે પાછલી બાજુપર ઢળી પડેલું હોય છે. એવી ખોડવાળી સ્ત્રી પણ વાંઝણી રહે છે.

## દરદોથી કે વહાડકાપથી નીપજતી ખોડખાંપણો.

એવી ખોડખાંપણો જન્મથીજ—કુદરતી પણ હોય છે. અને કેટલીક વાર બીમારીઓ દરમ્યાન અથવા ડોકટરોએ શરીરના બીજા ભાગ ઉપર કરેલી વહાડકાપના પરિણામે પણ પેદા થાય છે. દાખલા તરીકે એક સ્ત્રીના પ્રસવ માર્ગમાં ગાંઠ થઇ હોય ત્યારે ડોકટર તેની તે ગાંઠ કાપી લે છે અને તે રીતે તો તે સ્ત્રી સાજી થાય છે પણ જે ગાંઠ કાપી તેના જખમો રૂઝાઇ જાય ત્યારે તે સ્ત્રીનું પ્રસવ દ્વાર સંકોચાઇને ઘણું સાંકડું થઇ જાય છે અને તેથી તે સ્ત્રીને બહુ હેરાન થવું પડે છે.

# પ્રકરણ ૩૩ મું.



## પુરૂષને લાગુ પડતી જાત જાતની નામરદી.

પુરૂષોને નામરદી લાગુ પડવાનાં અનેક કારણો હોય છે. પણ તેમાંનાં કેટલાંક કારણો માત્ર મનના વિચાર ચિંતા અથવા ભયની અસરથી નીપજેલાં હોય છે.

ગુપ્ત શરીર વધારે પડતું નાનું હોય એવો પુરૂષ પોતાની કામ-વાસનાની તૃપ્તિ કરી શકતો નથી. એ માણસ કાંઇ નપુંસક કે કમ-તાકાત હોતો નથી છતાં તેની સ્ત્રીને મન તો તે એક મરદ સમાનજ થઇ પડે છે. એથી ઉલટી રીતે જ્યારે પુરૂષનું જનન શરીર અસા-ધારણ લંબાઇ ધરાવતું હોય ત્યારે પણ તે સ્ત્રીને મન શ્રાપ સમાન થઇ પડે છે. જો કે આ ખામીઓ દુર કરવી તે બહુ મુશ્કેલ છે છતાં કેટલાક અમેરીકન તબીબોએ તેના પણ ઇલાજો શોધ્યા છે.

રૂ બોર્ડ અને સ્લીટન નામના ડોકટરોએ નપુંસકપણાનો નાશ કરવાનાં યંત્રો શોધ્યાં છે અને તે કેટલાકોએ વાપર્યા પણ છે.

## મનની નબળી હાલતથી નીપજતી નામરદી.

મરદોને શારીરીક ખોડખાંપણોથી નામરદી લાગુ પડે છે તે કરતાં વધારે તો મનની મલીન કે નબળી હાલતથી વધારે લાગુ પડે છે. જે માણસો હદબહાર કુછંદી કે કામી હોય અથવા જેમનાં મનનાં તંતુઓ બહુ નબળાં હોય કે જેઓએ હસ્તદોષની કુટેવથી પુરૂષાતનનો ક્ષય

કર્યો હોય એવા માણુસો જ્યારે પરણીને સંસારના ભોગ ભોગવવાનો ખરો સમય આવે છે ત્યારે પોતે પોતાની સ્ત્રીને સંતોષ આપી શકશે નહિં એવી ધાસ્તી તેના મનમાં વસી જવાથી જ્યારે તે સમાગમ માટે પોતાની સ્ત્રી પાસે જાય ત્યારે બીલકુલ નામરદ જેવા બની જાય છે. એ ધાસ્તીની એના મન ઉપર એવી સખ્ત અસર થાય છે કે તેની ઉલટ, જોસ, કામ જાગૃતજ થતાં નથી અર્થાત તે પુરેપુરો નાશીપાસ થઇ કામહીન નામરદ બની જાય છે. ખરી રીતે તે પુરૂષ કાંઇ નામરદ હોતો નથી. કેમકે તેઓ પરસ્ત્રી પાસે જતાં તેમની હાલત તેવી થઇ પડતી નથી એવી નામરદીને "સાઇકીકલ ઇમ્પોટન્સ" કહે છે. કાંઇક બીમારી ભોગવવા કે દુર્બળ બની ગયેલી મરદોની તો એવી સ્થીતી થાય એ સમજી શકાય એવું છે. પણ કેટલાક એવા નવજુવાન મરદો જોવામાં આવે છે કે પુરેપુરા તંદુરસ્ત અને કોઇ પણ જાતનાં લાંછન વિનાના હોવા છતાં તેઓ પરણેલી જીંદગીની શરૂઆતમાં અતિશય ઉલટ અથવા શરમને લીધે પણ એવીજ રીતે સ્ત્રી સમક્ષ જતાંજ નામરદીનાં ચિન્હો ભોગવે છે પણ એટલું સારૂં છે કે કુદરતની મહેરબાનીથી એવી ખોટી નામરદી ઘણો વખત સુધી ચાલુ રહેતી નથી.

## ઉંડા અભ્યાસથી થતી નામરદી.

વિદ્યા હુન્નરના ઉંડા અભ્યાસમાં રાત દિવસ ગુંથાઇ રહેલા માણસોને પણ એક નપુંસકપણું લાગુ પડે છે. પરંતુ તેની અસર પણ લાંબો વખત ટકતી નથી, જ્યાં સુધી તેની વિચાર શક્તિ તે વિષયમાં હદપાર રોકાઇ રહે ત્યાં સુધીજ તે એવી હાલત ભોગવે છે એમ ડો. બ્લૉશ કહે છે.

## અકસ્માત બનાવોની અસરથી લાગુ પડતી નામરદી.

ડોકટરો સમક્ષ એવા તરેહવાર દાખલાઓ નોંધયલા છે કે માણસની અક્કલ પણ કબુલ કરે નહિં. એકાએક ભારે ખુશાલીની ખબર મલવાથી કોઇ ગંભીર નિરાશા કે આફત સમાન બનાવથી અથવા ચિંતાથી માણસો નામરદ બની ગયાના બનાવો પણ જોવામાં આવે છે. ડોકટર બ્લોશ એ વિષે કહે છે કે, આનંદના, ગમગીનીના. ચિંતાના કે દુઃખના અચાનક ઉપજેલા વિચારે પુરૂષાતનનો ઉચ્છેદ કરી શકે છે.

## ઘડપણની નામરદી.

ઘડપણના સબબે નામરદી પેદા થાય એ કુદરતી છે પરંતુ તેમાં પણ ઉમ્મરના સંબંધમાં ઘણો ફેર જોવામાં આવે છે. કેટલાક મરદો ૪૦–૪૫ વરસની ઉમરે ઘડપણમાં આવી જાય છે ત્યારે કેટલાકો ૭૦ વરસની ઉમરે પણ જરાએ ઘડપણ ભોગવતા સમજાતા નથી. ઘણાએક પુરૂષોને ૬૦–૬૫ વર્ષની ઉમરે સતાન થયાના દાખલાઓ મળી આવે છે.



# પ્રકરણ ૩૪ મું.



## પુરૂષની નામરદી માટે વપરાતી જાતજાતની દવાઓ અને ઇલાજો.

નામરદીના વિષય ઉપર લંબાણથી લખાઇ ચુક્યું છે અને તેથી વાંચકને તેની સ્થીતી અને કારણોનો બરાબર ખ્યાલ આવ્યા વિના નજ રહેવો જોઇએ. તે છતાં આ તકે ફરીથી એક સુચના અને ચેતવણી આપવાની એ છે કે. એ પીડાતા મુંઝાતા અને દુઃખી થતા માણસોએ પોતાના મનસ્વી ઇલાજોનો ઉપયોગ કરવો નહિં કે ઉંટવૈદો અને નીમ હકીમોની સલાહ કે દવાનો ઉપયોગ કરવો નહિં. પણ અનુભવી પ્રવીણ વૈદ, ડોકટરનીજ સલાહ, દવા અને સારવારનો લાભ મેળવવો. એ વાત નિર્વિવાદ છે કે, નામરદીના દરદનાં કારણો એને બરાબર સમજી શકાય તો તેનો ઇલાજ કરવો સહેલો છે અને તે જલ્દી નાબુદ કરી શકાય છે. માત્ર જરૂર એજ છે કે, તેનાં કારણો બરાબર શોધી કહાડવાં જોઇએ. એ કારણો શોધવામાં દરદીએ ડોકટરને એક રીતે મદદ કરવાની જરૂર છે તે એ કે, દરદીએ પોતાની આગલી જીદંગીની માહીતી વીગતવાર, જરા પણ શરમ રાખ્યા વગર ડોકટરને જણાવવી અને કાંઇ પણ હકીકત તેનાથી છુપાવવી નહિં. દવા કેટલા પ્રમાણમાં આપવી અને કઇ દવા વ્હેલી અસર કરી શકશે તે નકકી કરવાનું કામ કુશલ વૈદ, ડોકટરજ બજાવી શકે છે. માટે તેવાજ વૈદ ડોકટરની મદદ તુરત લેવી એજ ડહાપણ ભરેલું છે અને તેમ કરવામાં આવે

તો ભાગ્યેજ કોઇ માણસને નિરાશ થવા વખત આવે એમ જરા પણ અતિશયોકતી વગર કહી શકાય. કારણ કે ચાલુ જમાનામાં તે વિષયનો અભ્યાસ કરી ઘણી દવાઓ અને ઇલાજો તબીબોએ શોધી કહાડયા છે, જેનો કાંઇક ખ્યાલ આપવા નીચેની થોડી વિગતો અત્રે રજુ કરીશું.

## જરમન તબીબ લુઇ કુહુનનો નામરદી માટેનો ઇલાજ.

જરમન તબીબ લુઇ કુહુને નામરદી દુર કરવાના કેટલાક સાદા, સ્હેલા અને ઘરગતુ ઇલાજો શોધી કહાડયા છે. અને વિચીત્ર વાત તો એ છે કે, તેના ઇલાજો માત્ર ગરમ પાણીમાં સ્નાનને લગતાજ છે. તેણે એવી સુચના કરી છે કે, "અલ્ટરનેટ ફ્રીકશન," "સિટઝ બાથ" અને "હિપ્સ બાથ" ચાલુ લેવાથી સારો ફાયદો થાય છે. તેની રીત એ છે કે, દરદીએ ૮૪ થી ૬૮ ફેરનહાઇટ ડીગ્રી જેટલા ગરમ પાણીમાં ન્હાવું અને પેઢુથી ડુંટી સુધી શરીરને મધ્યમસર જોરથી જાડા કપડા વડે આડા અને ઉભા હાથ દઇને મસળવું. પહેલાં એ પ્રમાણે પાંચ દશ મીનીટ ન્હાવું અને ધીમે ધીમે વધુ વખત ન્હાવાની ટેવ પાડવી. ન્હાયા પછી કપડાં પહેરી ખુલ્લી હવામાં ફરવું એ રીતે હમેશાં દીવસમાં બે કે ત્રણવાર ન્હાવું.

## અમેરીકન તબીબ કેલોગનો નામરદી માટે ચંપીનો ઇલાજ.

પ્રખ્યાત અમેરીકન તબીબ કેલોગે નામરદી દુર કરવા માટે ચંપીનો ઇલાજ સુચવ્યો છે. એવી ચંપી દરદીની કમર ઉપર અને જાંગના ઉપલા ભાગ ઉપર કરવાની પુરૂષની નામરદી અને સ્ત્રીનું વાંઝીઆપણું દુર થાય છે એમ એ તબીબ જણાવે છે.

## નામરદી માટે પુર્વકાળના રોમન લોકોનો ઇલાજ.

પુર્વકાળમાં રોમન લોકો પુરૂષની નામરદી દુર કરવા માટે એવા પુરૂષને તેના નિતંબ એટલે કે થાપાઓ ઉપર ચાબકાનો માર મારતા હતા અને સ્ત્રીનુ વાંઝીઆપણું દુર કરવા માટે પણ એજ ઉપાય કરતા હતા.

## નામરદી માટે યાંત્રિક ઇલાજો

કોઇ પુરૂષનું ગુપ્ત શરીર તદ્દન નિર્જીવ થઇ ગયેલું હોય અને તેની રગો સુસ્ત પડી ગઇ હોઇ ત્યારે તેને અમુક જાતનું તેલ મસળવાની જરૂર પડે છે એટલુંજ નહિં પણ તેની રગોને ટેકો આપી સજીવન કરવાને અમુક યંત્રો પણ જુદા જુદા તબીબોએ ઘણા પ્રકારનાં બનાવ્યા છે. તેમાંનું કોઇ પણ એક યંત્ર વાપરવું પડે છે. પણ એ યંત્રોથી જે લાભ જણાય છે તે થોડો વખતજ ચાલુ રહે છે. કાયમનો ફાયદો થવા માટે તે સાથે બીજી દવાઓ અને સારવાર સાથે સાથે કરવીજ જોઇએ.

## મનોબળની નિર્બળતાથી પેદા થએલી નામરદીનો ઇલાજ.

'સાઇકીક ઇમ્પોટન્સ' એટલે કે મનોબળની નિર્બળતાથી પેદા થએલી નામરદી ભોગવનારાં દરદીઓ માટે પહેલો ઇલાજ એ છે કે તેમણે પોતાની "નિશ્ચય-શકિત" વધારવી અને ખીલવવી અને મનોબળ તેમજ શારીરિક બળ વધારે તેવી શકિતની દવાનો ઉપયોગ કરવો. આવી નામરદી ભોગવનાર પુરૂષની સ્ત્રી જો સમજદાર અને કુશળ હોય તો તે તેની એવી નામરદી દુર કરવામાં ઘણી મદદગાર થઇ પડે છે. આ જાતનાં દરદીઓએ જો તેમને તંમાકું, દારૂ કે કોકેનનું વ્યસન હોય તો તે તુરત છોડી દેવાની ખાસ જરૂર છે.

## સ્પેનની માંખો નામરદીની દવા તરીકે.

સ્પેનમાં કેન્થરાઇડીસ નામની ઝેરી માંખો થાય છે. તેમાંથી બનાવેલી દવાઓને નામરદીનાં ઇલાજ તરીકે ઘણી કીંમતી ગણવામાં આવે છે. પણ એટલું ખાસ ધ્યાન રાખવું કે કોઇ બીન અનુભવી માણસને હાથે તેનો ઉપયોગ કરવામાં ભારે જોખમ સમાયેલુ છે કારણ કે દરદીના શરીરની પ્રકૃતિ અને દરદનું જોર સમજ્યા વિના જો તેનો વધુ ઉપયોગ થાય તો તેમાંનું ઝેર એટલું જલદ છે કે દરદીને લાભ થતા પહેલાં તો બીજી અનેક પ્રકારની પ્રાણઘાતક બીમારીઓ થઇ આવે છે. અર્થાત એ દવાઓનો લાભ મેળવવો હોય તો તેનો ઉપયોગ કોઇ કુશળ તબીબના હાથેજ થવાની જરૂર છે. એ દવાઓ મલમ ટીંકચર, તેલ, પ્લાસ્ટર વગેરે બહુ રૂપમાં આવે છે અને કુશળ તબીબો દરદીની સ્થીતી ધ્યાનમાં લઇ તેને અનુકુળ થઇ પડે તેવી ઢપનો ઇલાજ કરે છે.

## નામરદીઓ માટે નવી નવી દવાઓ.

એ ઉપરાંત નામરદીના ઇલાજ તરીકે બીજી ઘણી દવાઓ બનાવવામાં આવી છે જે ફોસ્ફટસ, સ્ત્રીકનીન, અને ડામીયાના અથવા તેનાં રૂપાંતરો હોય છે.

## નામરદી માટે 'યોહીમબીન કલોરાઇડ' ના ગુણ અને અવગુણ.

પશ્ચીમ આફ્રિકામાં "યોહીમબીન" નામનાં ઝાડ થાય છે તેની છાલમાંથી "યોહીમબીન કલોરાઇડ" નામની દવા બનાવવામાં આવે છે. એ દવા નામરદી માટે અકસીર મનાય છે. ખાસ કરીને મોટી

ઉમરે લાગુ પડેલી નામરદી માટે અથવા "ન્યુરેસ્થેનીક ઇમ્પોટન્સ" માટે તેનો ઉપયોગ કરવાની ભલામણ કરવામાં આવે છે. એ દવા "યોહીમબીન રીડેલ" અને "યોહીમબીન, સ્પીંજેલ" એ બે નામોથી જાહેર થયેલી છે. તેમાં પણ ડોકટર એલ. સ્પીંજેલે સને ૧૮૯૬ માં શોધી કહાડેલી "યોહીમબીન સ્પીંજેલ" હાલમાં વધારે વપરાય છે. નાના પ્રમાણમાં ચાલુ પીવાથી એ દવાથી સંતોષકારક ફાયદો થાય છે. તેનાથી નિર્જીવ અને દુર્બળ થઇ ગએલી રગોમાં તેજી આવે છે. "યોહીમબીન સ્પીંજેલ" ની ટીકડીઓની શીશીઓ આવે છે. તે ટીકડી એક દિવસમાં બે વાર ખાવાથી ફાયદો થાય છે. ડોકટર યુલેનબર્ગ એવી સલાહ આપે છે કે જો એવી રીતે એ ટીકડીઓ છ આઠ દીવસ સુધી ખાવા પછી પણ કાંઇ લાભ ના જણાય તો કોઇ તબીબના હાથે એજ દવાનું ઇન્જેકશન લેવું અથવા તેની સલાહ પ્રમાણે એ દવા વધારે પ્રમાણમાં લેવી.

પરંતુ આ દવાનો ઉપયોગ કર્યા પછી દરદીની પ્રકૃતિમાં જે જે ફેરફારો જણાય તે ઉપર બરાબર ધ્યાન આપતા રહેવાની જરૂર છે. જો દરદીને આંખમાં અગન બળવા માંડે, ફેર ચડવા માંડે કે મ્હોડામાં ચીક મારતી જણાય તો તેથી ગભરાવું નહિં અને દવાનો ઉપયોગ ચાલુજ રાખવો કેમકે કેટલાક દરદીઓને આ દવા લેવા માંડયા પછી તેના સ્વભાવ, પ્રકૃતિના કારણે એવાં ચિન્હો જણાય છે. પણ જો એ દવા વાપરવા માંડયા પછી દરદીને છાતીમાં ધબકારા થવા માંડે, રાતની ઉંઘ નાશ પામે કે એવી કેટલીક નીશાનીઓ જણાય તો તુરત દવાનું પ્રમાણ ઓછું કરી નાખવા ચુકવું નહિં.

## નામરદી માટે "મ્યુરા પુઆમા" અને "લેસીથીન"નો ઇલાજ.

"મ્યુરા પુઆમા" નામની દવા બ્રાઝીલમાં ઉગતાં એક જાતનાં ઝાડમાંથી બનાવવામાં આવે છે. એમ કહેવામાં આવે છે કે, તે દવાથી નામરદી નાબુદ કરવામાં અકસીર ફાયદો થાય છે. કેટલાક જરમન તબીબો એ દવા સાથે "લેસીથીન" નામની દવા ભેળવવાની ખાસ ભલામણ કરે છે. જરમન તબીબ યુલન બર્ગે એ બેઉ દવાનાં મિશ્રણને "મ્યુરાસીથીન" એવું નામ આપ્યું છે. "લેસીથીન" મરઘીનાં ઇંડાની ડાળમાંથી બનાવવામાં આવે છે.

## દારૂથી પુરૂષની મરદી ઉપર થતી અસર.

દારૂ પુરૂષ તેમજ સ્ત્રીના હવસ ઉપર અજબ અસર કરે છે. બીર અથવા વાઇન દારૂ મધ્યમ પ્રમાણમાં પીવામાં આવે તો તે પીનાર પુરૂષનો હવસ ઘણો ઉશ્કેરાય છે અને તેનું મન પણ ખુશમીજાજ દેખાડે છે પણ જો તે બહુ પીવામાં આવે તો તેની મરદી તેના મન કરતાં વધારે ઉશ્કેરાય છે ખરી પણ તે પોતાના મગજ ઉપર અંકુશ રાખી શકતો નથી અને પોતાનું ભાન અને સાન બન્ને ખોઇ બેસે છે. આથીજ દારૂડીઆએ હમેશાં ભારે વ્યભિચારી અને હવસી હોય છે.

## દારૂની સ્ત્રીજાત ઉપર થતી અસર.

દારૂની અસર પુરૂષો કરતાં સ્ત્રીઓ ઉપર ઘણીજ કાતીલ ખરાબી કરનારી થઇ પડે છે. સ્ત્રીઓમાં પુરૂષો કરતાં દારૂ જીરવવાની શક્તી

ઘણી ઓછી હોય છે. દારૂથી સ્ત્રીઓનાં મગજની એવી હાલત થઇ જાય છે કે, કુશળ વ્યભિચારી પુરૂષો તેનો બહુ ગેરલાભ લે છે અને વહેલા મોડાં પણ દારૂની લતવાળી સ્ત્રી અનીતીના માર્ગે ચડયા વિના ભાગ્યેજ રહી શકે છે.

## નામરદીના ઇલાજ તરીકે વપરાતી દવાઓ.

નામરદી દુર કરવા માટે જે દવાઓ વપરાય છે તેને ડોકટરો "એફ્રોડીઝીએકસ" કહે છે અને જે દવાઓ કામશક્તિ ઓછી કરવા માટે વપરાય છે તેને "એન-એફ્રોડીઝીએકસ" દવાઓ કહે છે. એવી કોઇ પણ દવાનો ઉપયોગ દરદીએ કદી પણ પોતાની મેળે કરવો નહિં.

## ઓછી મરદાનગીવાળા દરદીને સુચના.

લાંબા વખતની કોઇ બિમારીમાંથી સાજો થઇ ઉઠયા પછી કોઇ પુરૂષની મરદી નબળી પડી ગઇ હોય, અથવા તો 'રક્તહીન' (એનિમીયા) થયો હોય, તો તેણે પોતાના શરીરની સામાન્ય તબીયતને સુધારી તાકાત આપે અને ખાધેલો ખોરાક બરાબર પચાવે એવા ઇલાજો કરવા. તેવા દરદીએ તેવા વખતે પુષ્ટીકારક ખોરાક લેવો, લોહી વધારનારી દવાઓનું સેવન કરવું, અને ખાસ ધ્યાન રાખવું કે કબજીઆત બીલકુલ રહેવા પામે નહિં. તેવા વખતે પણ એટલું ધ્યાનમાં રાખવું કે લેભાગુ ઉંટ વૈદો અને નીમહકીમોના પાક કે ચાકુતીઓ તેમજ લેપ કે તેલનું સેવન કરવાથી લાભ તો નહિં પણ નુકશાન થવાનો વધારે સંભવ રહે છે.

## પુરૂષને નામરદ બનાવનારી દવાઓ.

પુરૂષની મરદીને સુસ્ત બનાવનારી દવાઓ પણ હોય છે એક પુરૂષ અમુક રોગથી પીડાતો હોય અથવા અમુક સંજોગોમાં હોય ત્યારે તબીબોને તેવી દવાઓનો ઉપયોગ કરવાની ફરજ પડે છે. પણ કુશળ તબીબો તેવી દવાઓ કવચીતજ અને તે પણ નાઇલાજે વાપરે છે. પરંતુ કેટલીકવાર વેશ્યાઓ પોતાની હરીફ એજ પંકતીની સ્ત્રીઓને હેરાન કરવા માટે કપટભાવથી તેવી દવાઓનો ઉપયોગ કરે છે એમ બંગાળના અમુક ગામનાં સંબંધમાં કહેવાય છે. એવી દવાઓમાં નીચેની દવાઓ મુખ્ય છે:–

પોટાશીયમ બ્રોમાઇડ, એમોનિયમ બ્રોમાઇડ, સોડીએમ બ્રોમાઇડ હેમલોક (કોનાયંમ) કેમ્ફર, સેલીકસ નાઇગ્રા, બોરનિવાલ જેલ્સીમીયમ, હાયોસીન, સ્ત્રેઓનિયમ વગેરે.

## નામરદી માટે "ઑરગેનોથીરેપી" વાળી દવાઓ.

પુરૂષની મંદ થઇ ગએલી મરદીને ફરીથી સજીવન કરવા માટે જાનવરોનાં અવયવોમાંથી એટલે કે "ઑરગેનાથીરેપી"ની વિદ્યાના આધારે બનાવેલી દવાઓ હાલમા ખાસ વપરાવા માંડી છે. ડોકટર ટેલર કહે છે કે, "ફ્રૉન્કો એલ્બ્યુમીન" ઘણીવાર દરદીને બહુ ફાયદો કરે છે. વળી "થાઇરોઇડ એકસ્ત્રેકટ"ની ટીકડીઓ આવે છે તે પણ નામરદી માટે અસરકારક ગણાય છે. એ ઉપરાંત "ન્યુરો લેસીથાન," "ન્યુરોટોનીક ટેબ્લેટ," "એન્ટીરીયર–લોબ–પીટયુરીટી–ગ્લૅન્ડ" વગેરે

અનેક દવાઓ એજ વિદ્યાને આધારે તૈયાર કરવામાં આવી છે. પણ દરદીએ તેમાંની કેવી દવા માફક અને અકસીર થઇ પડશે તે કુશળ તબીબને પુછીને વાપરવી.

## સાંઢાનાં તેલ લેપ વગેરે દવાઓ.

લેભાગુ નામધારી ઉંટ વૈદો અને હકીમો જે દવાઓ લુંટ ચલાવવા સરખી મોંઘી કીંમતે વેચે તે બહુ અકસીર છે એમ માનવું એ મોટી ભુલ છે ખરી રીતે એમાંની જે દવાઓ ઉપયોગી હોય તે ઘરમાં બહુ થોડે ખર્ચે બનાવી શકે છે. ગરજવાન દરદીને લુંટવા માટે ભારી કીંમત રાખનારાઓનાં ધતીંગમાં દરદીઓએ ફસાવું નહિં જોઇએ. સાંઢાના તેલ ઉપર કેટલાક દરદીઓ મરી ફીટે છે પણ તેઓ જાણતા નથી કે તેના કરતાં વધારે અને જલ્દી અસર કરે એવાં તેલ જરમન તબીબોએ શોધ્યાં અને સુચવ્યા છે. અને તે આપણે અહીં પણ બનાવી શકાય છે.

## નામરદી માટે હાઇડ્રો થીરેપી, ઇલેકટ્રો થીરેપી વગેરે વિદ્યાઓને આધારે શોધાયેલા ઇલાજો.

નામરદી દુર કરવા માટે તે ઉપરાંત હાઇડ્રો થીરેપી અને ઇલેકટ્રો થીરેપી વગેરે જુદી જુદી વિદ્યાઓને આધારે અનેક ઇલાજો શોધાયલા

છે પણ એ ઇલાજો ખાસ તે પ્રયોગો કરી જાણનારા અનુભવીની મદદથીજ થઇ શકે તેવા હોય છે.

છેવટે એટલુંજ કહેવું બસ થશે કે, ગમે તેવાં ભયંકર દરદો માટે પણ ગભરાવા કે નાઉમેદ થવાની જરૂર નથી કેમકે તબીબોએ તેના સબંધમાં પુષ્કળ શોધો કરેલી છે પણ દરદીને જે એકજ ભલામણ કરવાની તે એજ કે કુશળ તબીબની સલાહ અને દવા લેવી અને તેને પોતાની હકીકત સંપૂર્ણ રીતે વીગતવાર સમજાવવી.



# ઝીનસીન ટોનીક પીલ્સ.




આ ચાઇનીઝ દવાનું નામ જેમણે સાંભળ્યું કે, સમજ્યું છે તેઓ તો બરાબર જાણે છે કે, આખી દુનીઆમાં કમતાકાત અને શક્તિ માટે "ઝીનસીન" કરતાં કોઇ પણ મહાન દવા બાકી જ નથી. આજે ચીનમાં તે ૧ ટેલ (૩ તોલા) રૂા. ૪૦૦ થી વેચાય છે.

ચીનની ચોખ્ખી ચાંદીમાં મેળવેલી આ દવા એક ખરેખર તાકાત-વાળી મહાન ચીજ છે. સ્વપ્નમાં જતી ધાતને, તો તુરતજ બંધ કરે છે. દુનિયાના ઘણા આગળ વધેલા 'અમેરિકા' દેશમાં પણ આ દવા ભરપુર રીતે આજે કેટલાય વરસોથી વપરાય છે.

પુરૂષોએ સંસાર સુખમાં સાધારણ અશક્તિ કે, કમતાકાત જણાતાં માત્ર આ દવાની એક જ બાટલી વાપરવી બસ છે.

તદ્દન નામરદો કે અશકતો માટે પણ બે બાટલીજ પુરતી છે, કારણ એ બાટલી વાપરતાં તો સાચ્ચી જુવાની અને બળવાન શક્તિ પ્રાપ્ત થાય છે.

આ દવામાં મહાન ગુણ એ છે કે મરદાઇ અને તાકાત આપવા ઉપરાંત નસોને ખુબ શક્તિ આપી બળવાન બનાવે છે. અને આ ફાયદો કાયમ ટકી રહે છે.

**કિંમત બાટલી ૧ ના રૂા. ૪-૦-૦ (પોસ્ટેજ પેકીંગ ફ્રી)**

**મુખ્ય મથક :— ચાઇનીઝ મેડીકલ સ્ટોર.**

પોસ્ટ બોક્સ નં. ૩૫૬૦. મુંબઇ.

## વર્લ્ડ ચેમ્પીયન ગોલ્ડ ટોનીક પીલ્સ.

વિષય લાલસાથી અગર બીજા કારણે તદ્દન અશકત બનેલા પુરૂષોને દાંપત્ય જીવનમાં જોમ આપવા સાથે નિર્માલ્યતાનો તદ્દન નાશ આ દવાની ગોળીઓથી અવશ્ય થાય છે. પણ ૬૫ વરસથી વધુ ઉમ્મરના પુરૂષો માટે નહીં. કિંમત બાટલી ૧ ના રૂા. ૧૦–૦–૦

પોસ્ટેજ પેકીંગના રૂા. ૦–૧૦–૦

## વર્લ્ડ ચેમ્પીયન સીલ્વર ટોનીક પીલ્સ.

જે પુરૂષો સામાન્ય રીતે નિર્બળ અને શિથીલ છે. જેનામાં હતું તેવું જોમ નથી. અને જેનું કૌવત ટકતું નથી તેમના માટે આ દવાની ગોળીઓ ખરેખર અતિ અસરકારક છે. કિંમત બાટલી ૧ ના રૂા. ૫–૦–૦

પોસ્ટેજ પેકીંગના રૂા. ૦–૧૦–૦

## સસ્ટેઈનીંગ લીકવીડ.

પુરૂષોએ આ દવા ખાવાની કે, પીવાની નથી. પણ માત્ર વાપરવાનીજ છે. અને સંસાર સુખમાં અતિ અલ્પતા અનુભવનારાઓને માટે તો આ દવા પાર વિનાની ઉત્તમ ટકાવ આપનારી અવશ્ય પુરવાર થઇ છે.

કિંમત બાટલી ૧ ના રૂા. ૫–૦–૦

પોસ્ટેજ પેકીંગના રૂા. ૦–૧૦–૦

## ઇનવીગરેટીંગ ઓઇન્ટમેન્ટ–'વૃદ્ધિકારક મલમ'.

નિર્બળ થયેલા પુરૂષોને વૃદ્ધિ અને શકિત અપવા માટે આ મલમ ખરેખર અતિ અસરકારક છે. કિંમત બાટલી ૧ ના રૂા. ૫–૦–૦

પોસ્ટેજ પેકીંગના રૂા. ૦–૧૦–૦

## એન્ટી-લ્યુકોરીઆ કોન્સ.

સ્ત્રીઓને ગમે તેવા પ્રકારના પડતા પાણીના દરદને જડ મુળથી ઉખેડી નાખવામાં આ દવા અતિ અસરકારક અને ઉપયોગી છે તેમજ આ દવા ખાવાની કે પીવાની નથી પણ માત્ર વાપરવાનીજ છે.

કિંમત બાટલી ૧ ના રૂ. ૫–૦–૦ પોસ્ટેજ પેકીંગના રૂ. ૦–૧૦–૦

## સ્ટરીલીટી પીલ્સ.

૫૦ વરસ સુધીની ઉમ્મરની સ્ત્રીઓને પણ આ દવાની ગોળીઓથી બચ્ચાં અવશ્ય થાય છે. કિંમત બાટલી ૧ ના રૂ. ૫–૦–૦
પોસ્ટેજ પેકીંગના રૂ. ૦–૧૦–૦

## કોન્ટ્રેકટીંગ કોન્સ—'સંકોચક ટીકડી.'

સ્ત્રીઓને ઘણી સુવાવડ અગર બીજા કારણે સ્નાયુ અતિ શિથીલ થઇ જાય છે. તેને સંકોચ આપી પુર્વવત્ હતી તેવી સ્નાયુના તંદુરસ્તી આ 'સંકોચક ટીકડી' અવશ્ય આપેજ છે. કિંમત બાટલી ૧ના રૂ ૫–૦–૦
પોસ્ટેજ પેકીંગના રૂ. ૦–૧૦–૦

## પ્રીવેન્ટીલ પેસરી.

અતિ સુવાવડો સ્ત્રીઓનો આખો બાંધો ખળભળાવી મૂકી પાર વિનાની નબળાઇ લાવે છે. પણ આ દવાના વપરાશથી સુવાવડજ આવતી નથી.

કિંમત બાટલી ૧ ના રૂ. ૧૦–૦–૦ પોસ્ટેજ પેકીંગના રૂ. ૦–૧૦–૦

પત્ર વહેવાર તદ્દન ખાનગીજ રહેશે. તેમજ તમારી કોઇ પણ અનુકુળ ભાષામાં લખી શકાશે. અને તેજ ભાષામાં જવાબ વિગેરે અપાશે. દવાઓ વાપરવાને લગતી સઘળી સુચનાઓ દવાઓની સાથેજ હોય છે. એક કરતાં ગમે તેટલી વધુ દવાઓ પર પણ પેકીંગ પોસ્ટેજના રૂ. ૦–૧૦–૦ જ થશે.

## વેલફેર એન્ડ કંપની.

પીયર્સ હોટેલની ઉપર, એપોલો સ્ટ્રીટ; કોટ, મુંબઇ.

## ગાયકવાડી ફોજદાર શંખપાળ
## હસ્તક થયેલ

# આસોજ
# અત્યાચાર કેસ.

[ સત્તાવાર કાગળો પરથી ]



ઉંચા એન્ટીક લીડ પેપર પર છાપેલા ૪૭૨ પાના :

ઉંચા આર્ટ પેપર પર ડબ્બલ ટોન શાહીમાં
છાપેલા ૧૦૧ મજુરોનાં ગ્રુપ ઉપરાંત
બીજા લગભગ ૧૦૦-૧૨૫ ફોટો-ચિત્રો.

કિંમત રૂપીઆ ૨-૮-૦ અઢી. ( પોસ્ટેજ વધુ. )

ધ્રાંગધ્રા તાબે સતાપુર ગામનાં સ્ત્રી, પુરૂષો અને બાળકો મળી ૧૦૧ મજુરોની ટોળી મજુરી અરથે ગુજરાતમાં નીકળેલ. આસોજનાં તળાવમાં તેઓએ મુકામ કર્યો હતો. ત્યાં રાતનાં બાર વાગે તેઓ સુતેલા હતા તેમને બંદુકનાં ભડાકાથી ફોજદાર શંખપાળ અને તેનાં સાથીઓએ જગાડયા. તે સઘળાંજ સ્ત્રી, પુરૂષો અને બાળકોને ત્યાંથી કરપીણ રીતે મારતા, મારતા, આસોજ ગામના ચોરામાં મધ્ય રાત્રે લાવવામાં આવ્યા.

બાજુનાં સોખડા ગામે થએલી ચોરી બાબતમાં તેઓને મનાવવા માટે આખી રાત ચોરામાં તેઓનાં પર ન કરવાના અનાચારો, મારો, અને સીતમો ગુજારવામાં આવ્યા.

બાઇ ઝણુ તથા પારવતીની ઇઝતો લેવામાં આવી. ૧૧) વરસની નાની છોકરી સકીના ગુહ્ય ભાગમાં આંગળીઓ વતિ લોહીની ધારો વહેવરાવવા માંડી. સઘળા સ્ત્રી અને પુરૂષોને એકજ રૂમમાં બંદુકના ભડાકે તદ્દન નગ્ન કરાવવામાં આવ્યા. અરસ પરસની વ્હાલી સગાઇઓ પૂછી તે, નગ્ન સ્ત્રી–પુરૂષોને અરસ પરસ ગુપ્ત ભાગો હાથમાં લેવરાવવામાં આવ્યા. વિગેરે અનેક પ્રકારનાં ગુજારેલા અમાનુષી અત્યાચારની સંપૂર્ણ વીગતવાર હકીકત, વડોદરા કોર્ટમાં ચાલેલા કેસમાં રજુ થયેલી. ને, સત્તાવાર કાગળો પરથી તેઓ સઘળાઓનાં સુંદર ફોટો-ચિત્રો સહિત આ પુસ્તકમાં આપવામાં આવેલી છે.

જુવાન બાઇઓ ઝણુ અને પારવતી પોતાની બળાત્કારે લીધેલી ઇઝતોની વિગતો ભર કોર્ટમાં ડુસકાં ભરતી. ભરતી, કહેતાં જણાવે છે કેઃ–

તે સાત સાવઝ ધરાય તેવા આદમી સામે અમારૂં અબલાઓનું શું જોર ચાલે ? અમારામાંનાં મરદોની સામે તો બંદુકની નાળ્યોજ ધરી રાખી હતી. તેમનાં તો મુતરજ છુટી ગયા હતા. તેમની સમક્ષજ અમોને ચોરાની ઓરડીઓમાં ધકેલવામાં આવી. પછી અમારૂં શું ગજું ? કપડાં તો અમારા પહેલાથીજ કઢાવી નાંખ્યા હતા............

વિગેરે સંપૂર્ણ હકીકત, અક્ષરે અક્ષર આ પુસ્તકમાં તેવાજ સુંદર ફોટો–ચિત્રો સહિત આપવામાં આવેલી છે.

[ હીંદ બહારનાં ગ્રાહકો માટે રજીસ્ટર પોસ્ટેજ
સહિત શીલીંગ ૫ પાંચ. ]

મળવાનું માત્ર એકજ ઠેકાણુંઃ–

# સત્ય પ્રકાશક કાર્યાલય.

ઘર નં. ૪૭, માધવબાગ રોડ, મુંબઇ, નં. ૪.

असल "कुचोपनिषद्तंत्र" परथी.

# વશીકરણ મંત્રો અને અનંગરંગના ઔષધો.

**કીંમત આઠ આના.** (પોસ્ટેજ ત્રણ આના.) **બુકમાં પાના ૭૨.**

શ્રૃતિ, સ્મૃતિ, પુરાણ ઇતિહાસ અને કાવ્યો વચનાથી જણાશે કે પ્રાચિન કાળમાં ત્રણે વર્ણના (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય) લોકો ઋષિ ગુરૂ કુળોમાં રહી સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ કરી, પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતા.

**તે વખતે તેઓને કામશાસ્ત્રનું પણ શિક્ષણ આપવામાં આવતું.** આવું જ્ઞાન પામેલાઓ અનેક પ્રકારનું રતિ-સુખ ભોગ ભોગવી ગૃહસ્થાશ્રમ ધન્ય કરતા આવા જ્ઞાન વગરનું રતિ સુખ એ પશુના જેવું છે. આ જ્ઞાન પછી જે પુરૂષ, સ્ત્રીના હાવભાવ ઉપરથી તેનું દીલ સમજીને "કામશાસ્ત્ર" અનુસાર તે સ્ત્રી સાથે રતિ સુખ ભોગવે છે. તેવા પુરૂષને સ્ત્રી પોતાનું આખું જીવન સમર્પણ કરી દે છે. અને તેને ધન, ધાન્ય તેમજ પુત્ર, પૌત્રાદિનો લાભ તથા આનંદ મળે છે. આ સઘળું આ નાનકડા પુસ્તકમાં નીચે મુજબનાં ૧૨ પ્રકરણોમાં આપવામાં આવેલ છેઃ-

૧ લું હાથીના મુત્ર વિગેરેનો લેપ
૨ જુ કૃષ્ણા વશિકરણ મંત્ર
૩ જુ સ્ત્રીનું જાતિ સ્વરૂપ અને રતિ સમય.
૪ થું સ્વયં ગુપ્ત.
૫ મું સ્ત્રી રજનું દ્રવણ તથા સ્તંભન.
૬ ઠું કન્યા કરણ.
૭ સંતતિ નિયમન
૮ ખાખરાની રાખનો પ્રયોગ
૯ ગર્ભાધાન થવાના ઇલાજ.
૧૦ પુત્રોત્પત્તિ માટે મંત્ર પૂજા.
૧૧ પુજન વિધિ.
પૂરવણી નપૂંસકત્વ.

**મળવાનું ઠેકાણું:-કામ વિજ્ઞાન સાહિત્ય પ્રકાશક મંદિર,**
અલ્હાબાદ બેંક સામે, રાજા બહાદુર મેન્શન, એપોલો સ્ટ્રીટ.
કોટ, મુંબઇ. નં. ૧.